# કમર-અલ-જમાન.

નાટક ચાર અંકી.

એલફિંસ્ટન નાટક મંડળીને સારૂ

બનાવનાર

લજી જમશેદજી ખોરી.

તે

હોરાબ—ખોદાબખસ—હજમબાદ—ખોરશેદ—
ર—હાતમ—બખ્તીઆર—આલમગીર—
નુરજીહાન—અબુહસન—ઘેલો કરણ—
યુસુફ ઝલીખાં—દોહોડ છેલ—ઇત્યાદી—
ઇત્યાદીનો રચનાર.

મુંબઈ,
યુનિયન પ્રેસમાં ન્હાનાભાઈ રૂસ્તમજી રાંણીનાએ છાપ્યોછે.

સને ૧૮૭૪.

કીંમત રૂ ૧.

# દીબાચો.

"The drama's laws the drama's patrons give,
For we that live to please, must please to live."

"નાટકનાં નીયમો નાટકનાં ઉત્તેજન આપનારા નેમેછે; માટે આ-પણ નાટકકારો જેઓ લોકોને ખુશી કરવાને વાસ્તે જીવીએ છિયે તેથી જો જીવવું હોયતો ખુશી કરવુંજ જોઇએ."

આ મારો કમર-અલ-જમાનનો નાટક ગીએ વરસ જાણીતી પારસી એલફિન્સ્ટન નાટક મંડલીએ ઘણીવાર ફતેહમંદી સાથ કરી બતાવ્યો હતો તે લખાણનાં આકારમાં હાલ સોખીલી પ્રજાની સામે હું ધરવાની રજા લેઉંછું અને તેમ કરતાં ગુજરાતી લખાણોની કમતી સંખ્યામાં કંઈક સેજ વધારો થાએ એવી મારા લખાણો પ્રગટ કરતી વખત હું નેમ રાખુંછું. એ નાટકનો પ્લોટ અરેબિઅન નાઇટની જાણીતી વારતાઓની એક વારતામાંથી લઇ તેમા ઘણોક ફેરફાર કરી આવા આકારમાં વાંચનારની હજુર ધર્યોછે અને તેમાં આવતી બે-સુમાર ખાંમીઓની વિચારવંત વાંચનારથી હું દરગુજર ચાહુંછું.

---

## નાટક પાત્ર.

**શાહજમાન** ............ખાલીદાનનાં ટાપુનો શાહ.
**તુફાનજમાન**............શાહજમાનનો વજીર.
**કમર-અલ-જમાન**........શાહજમાનનો બેટો.
**ખંડારી**................કમર-અલ-જમાનનો ચાકર.
**ચીનનો શાહ**............કમર-અલ-જમાનનો સસરો.
**મરજવાન**..............કમર-અલ-જમાનનો દોસ્ત.
**કાફુર** ........... ....મરજવાનનો ચાકર.
**બદુર** ............. ..ચીનની શાહજાદી.
**ગોહેર** ................(શેહીમાન) બદુરના કાકાની છોકરી.

વજીરો—ઉમરાવો—અમીરો—દાયાઓ—સાહેલીઓ—ગુલામો—પરીઓ—જીનો—વૈદો—ચાકરો—ચોરો— સાધુ—બાગબાન—છોકરાઓ ઈત્યાદી.

સ્થળ ખાલીદાનનું ટાપુ તથા ચીન.

# કમર-અલ-જમાન.



## અંક ૧ લો—દેખાવ ૧ લો.

ખાલીદાનનો ટાપુ.

શાહજમાનનો મેહેલ—એક દીવાનખાનું.

વજીર તુફાનજમાન બીચાર કરતો દાખલ થાયછે.

**તુફાનજમાન**—શાહ! કોણ શાહ! ખોદા મારો શાહ. શું શાહજમાન મારો શાહ? છટ છટ માણસને શાહનો બુલંદ દરજ્જો મુતલક છાજતો નથી. માણસને શાહ ગણી માણસને તાબેદાર માણસ રેહે! આ એ વીચારજ માણસની ખોદાઈ બુનીઆદની અકલના સ્વચ્છ કાચ ઉપર નાલિસીની તરલ પાડવા બરાબરછે. આ તરકટી જાહાનનાં અંધેર બાજારમાં અપટ સોદો કરનારાઓનો વાંધો આપખુદીથી પતાવવા જેઓ નસીબની યારીએ પોહોચેલાછે તેઓને દુન્યા, બે સમજ આલમ શાહનું નામ આપી બેઠીછે. શાહજમાનને હું કંઈ મારો શાહ ગણતોજ નથી. કમર-અલ-જમાનને મારો શાહજાદો હું કબુલ રાખતોજ નથી. હું તેઓને મારી મરજી ઉપરાંત શું સદા નમું? નહી હવે અંત આવ્યોછે. શાહો દુન્યામાં જેહેરી સરપોછે. શાહજાદાઓ તેઓનાં બદકાર બચ્ચાંછે. જે પ્રમાણે સરપો માણસોને ભુલાવી તેઓની બેમુલ જીંદગી ઘડીમાં તારાજ કરેછે, તેમજ આ જેહાંગાર સરપોને મારી ફરેબની નેતરના ફટકાથી જમીનદોસ્ત બનાઉ મારી તાલમેલના ચક્કરમાં લાવી માહોમાહે અથડા અથડી કરાવી

મોતની ખુમારમાં મસ્ત કરૂં અને પછી બીન દેહેશતે હું આ આ મુલકનાં બુલંદ તખ્તો તાજપર સેહલથી મોજ મારતો બેશું:—

(શાહજમાન પોતાના અમીર ઉમરાવો સાથ દાખલ થાયછે.

**શાહજમાન**—કેમ અએ વજીર બખ્તે નશીન, મારા માહાતાબી પેશાનીનાં મગર નાદાનીની નીશાનીનાં બેટાની રામરાની ભરી હસતીને સારૂ કોઈ નરમ ઈલાજનું આબદાર મોતી તારા ગંજાવર મગજના દરીઆવની ખાલિસ સીપમાંથી શોધી કાહાડયું?

**તુફાનજમાન**—અએ આફતાબી નુરાની ધરાવનાર શાહ. અંદેસા ભરેલુ એછે કે તારાં ખોરશેદી તેજને તારા બેટાની માહાતાબી તાબેદારી નમતી નથી. આ મગજના દરીઆવમા બેમુલાં ગોહેરો તો બેશુમારછે. મગર ભારી મુશકેલીથી તેમાં બુડકી મારી જે ગોહેરો હુ ઉપર લાઉછું તે તારો હઠીલો અને બેકદર બેટો પસંદ કરતો નથી.

**શાહજમાન**—વજીર મારા આબાદ મુલકની તમામ ભલી રઈઅતની તાબેદારીના ભારે આવાજો સાંભળતાં સાભળતાં મારા કાનો બેહેરા થયાછે. શું અદનાં કે આલા શું શાહ કે ગદા એ તમામ લોકોની મારી તરફ ખરી વફાદારી જોતાં જોતાં આ ચશમો પર ખુશહાલીનાં તેજનો પરદો ફરી વલીઓછે. આવા મારા દોરદમામમાં ના ફરમાન મારો પોતાનો બેટો! તે મારી તરફ પોતાની નાદાન નજર તુંદી થી ધરે એ કેમ ખમાયે! બેહતર કે બોહોળું આ મારૂં રાજ જાઓ. ઝલકતું આ તાજ જાઓ. પણ મારી તરફ તાબેદારી કેમ જાએ?

**તુફાનજમાન**—(મનમાં) આગમાં તેલ નામવાનો હવે સારો વખતછે.—દરએક શાહની દરએક બાપની ખરી ફરજછે કે પોતા તરફ પુરતી તાબેદારીનો દાસ્ત પોતાની રઈએત ઉપર અને બેટા ઉપર બેસાડવો; જો એમ નહી થાએતો પછી તેને શાહ યા બાપ તરીકે કોણ માને! તારો બેટો એક બુરા દોસ્તની ફરેબી મસલતથી પોતાનું નાજુક માથું પથરનું બનાવી બદ ચાલની દેવાલમાં જરી બેઠોછે તો પેહેલાં મારો, તારાં તરફથી મારો, અને પછી આ કુલે દરબારનો હક અને અખત્યારછે કે તે દેવાલને એકદમ તોડવી. જો તુ જેવો શાહ

બનાવનાં ચાંપતા ઉપાયો નહી લેશે તો પછી રાજનાં શુ હાલ! આજે તારો પોતાનો બેટો નાફરમાન તો પછી કાલે મારો. પછી રઇએતનો, સારા મુલકનોઃ વાસ્તે બેટા તરફની જેબી માયા હોય તે ભુલી જઇ બોદાઈ દરજજો જે શાહનોછે તે કબુલ કરાવવો જોઇએ; કેમકે—

(કમર-અલ-જમાન દાખલ થાયછે અને ગુડણ મંડીએ પડી)

**કમર-અલ-જમાન**—નમુછુ બે હાથ જોરી એ શાહ સરફરાજ,
માગી દુવા કે રહે તુ જીહાંમાં ઉમર દરાજ.
(શાહ તરત તેને ઉઠાડી વલગેછે.)

**તુફાનજમાન**—(મનમાં) કેવો બાહોશ પોરીઓછે! આટલો વાર જે ફુરતાજનો મસાલો લગાડી શાહને મેં તીખો બનાવીઓ હતો તેની તમામ અસરતો આ બે સતરોએ ધોઈ નાંખી!

**શાહજમાન**—એ માહરાં ચરાગેનુર, તે બોદાઈ હાજરીમાં ફરેસ-તાઓની ફરમાબરદારીનો જે મુઆફક કસો થાગ નથી તે ગીરાળ હું તારા બુઝોર્ગ બાપ અને શાહની હજુર તું રૂડા બેટાની તાબેદારીનો પણ કસો પાર રહ્યો નથી, મગર એક વાતની તારી હુજત તારી તમામ ખુબી ઉપર ભુલાવાનું પાણી ફેરવેછે. એ મારાં બોહોળા રાજ-પાટના એકલાજ વારેસ જો તુંજ દુરઅંદેશો કર કે તારી મુબારક શાદી મારી હસતીમા નહીં થાય તો પછી મારા મુબારક દરખતને નાસીપાસીનાં મોહોર આવી મોતના શેતાબ ચાલનાર દવથી તે કાંએ નહી બળી જાએ.

**કમર-અલ-જમાન**—માયાલુ પેદર! મારા ખરા મેહેરબાન શાહ! ત્રણ ત્રણ મરતબે તુને આજેજી કરી મેં મારા બોલલા વીચારો જણાવ્યા અને હજુર તું નેકનામ સમજતો નથી તો આ ચોથી વાર ઠરાવથી અને હીંમતથી જાહેર કરૂંછું કે હું જીનહાર કોઇબી બોરત સાથ શાદી કરવાનો નથી; કુલે બોરત જાતને હું આ જીગરથી ધીક્કારૂંછું.

**તુફાનજમાન**—એ બુલંદ એકબાલના હોરામંદ શાહજાદા બોરત તેના બાલેસ તન સાથ ખરો બોદાઈ જનમ ધરાવેછે તેની સીફત અને ખુબી તેં મુદલ જોઇ નથી મગર સાંભળીબી નથી. કુલે આદમ જા-

તની, મારી, તારી પોતાની હસતી, ઓરત જાતની વસતી ઉપર મુલ આધાર રાખેછે; તું પોતે તારી હઈઆતીને માટે ઓરત જાતનો આભારીછે; તારે જે ઝાડમાંથી તું નેક નમુન ફળ પેદા પડવું તેજ ઝાડને તું ધીક્કારે એવી અજબછે. વાસ્તે સમજ હજુરબી કંઈ સમજ અને તારા માયાવંત પદરને હરગેજ કફા થવા ના દે.

**કમર-અલ-જમાન**—(હસીને) ઓરતનો જનમ ઓદાઈ ! ઓરતથી માણસને સુખ ! એવું બોલનાર કોઈ ખરોજ બુબખછે. હું કેઉછુ કે તે નાદાન ઓરતથી વેચાયલોછે. હું પુછવા માગુંછું કે પરીનાં આકારમાં કોઈ રોજે તમોએ શેહેતાનને જોયોછે ? જો નહી જોયો હોયતો ઓરત તરફ નજર કરો અને તે હુબેહુબ શેતાનનો ચીતાર આપશે. જે શેહેતાનીઅત જાત મરદોને તેઓની ભર જુવાનીનાં બાહારમાં પોતાનાં છુપા પણ તીણાં દાંતોથી તમામ કોતરી ખાઈ તેઓનાં દીવાનાં બુઢાપામાં ખભરાએલા સફેદ બાલમાં અને વાંકા વળેલા નાતવાન બદનમાં લાચાર નાવારેસ અને ધક્કા ખાતા મુકી ચાલી જાયછે તે ઓરત જાતછે. જે લુચ્છો પારધી પોતાની ગુચવાયલી પણ બાહરથી લોભાવનારી જાલમાં તમામ મરદોને ફસાવી દઈ છુટકારાનાં આસીરવાદથી બેનસીબ રાખેછે તે એ ઓરતની જાતછે. ખુદરતી એલમમાં આખી જીંદગી ગુજારીને માણસ પુરવીણ થશે; પણ ઓરતનાં એલમમાં જમાનાં અટવાઈ જવા છતાં બેખબર રેહેવાનાં. પોલાદી કીલ્લા માણસ જાતો તોડી શકશે; પણ ઓરતે પોતાનાં તરકટોથી ઉભા કીધેલા કીલ્લા કોઈબી તોડી શકવાનું નથી. તારે આવી જાતને મારી હજુર ભલામણ કરતાં તમોએ દુરઅંદેશો કરવો હતો.

**તુફાનજમાન**—(મનમાં) આ કાતર જેવી જુબાન મારા ઉપર બધી ધાર લાવેછે હો, પણ એવું નહી થાય કે એજ કાતરે એવી એની ગરૂરીનો જભો કાતરી નાખવા હું શકતીવાન થાંઉ.

**શાહજમાન**—બેટા તારા વીચારો ઘણા નાદાનછે. તું અજમાયસના ઘડી નાખતા હથોડા હેઠળ હજુર હાજર થયો નથી. મગર મારે ખાતર, તારા પોતાના જીવને ખાતર-આ આબાદ રાજને ખાતર, આ બોહોળી રઈએતને ખાતર, તુને પરણવુંજ પડશે.

**તુફાનજમાન**— અને તેથી વળી તું નામદારની હઈઆતીમાંજ કે તારી ઓલાદની દોરી લંબાયલી જોઈ તારા ઉપર મુબારકબાદીના નેસારા થાએ.

**કમર-અલ-જમાન**—નામદાર બાપ હવે જણાવાનું એટલુંજ રહી-ઉછે કે એક હાથમાં જો તું મને કાતલ ઝેહરનો પ્યાલો આપે અને બીજા હાથમાં શાદીનું લખત ધરે તો બેહેતર કે હું તે ઝેહરને ગનીમત જાણુશ.

**તુફાનજમાન**—આવી બેઅદબી, નાફરમાની અને હુજત આટલી મુદતસુધી મારા શાહની સામે કોઈએબી કીધી નથીઃ—

**શાહજમાન**—(જરા ભવાં ચહડાવી) બેટા મારો બોલ તુને અમ-લમાં લાવવોજ પડશે. હું તુને શાદી કરવાની ફરજ પાડુછું.

**કમર-અલ-જમાન**—ફરજ પાડુછું? એવો કોણ મરદ આ બેહોળી દુન્યામા છે કે જે આ બાબતમાં મને ફરજ પાડે. જારે હું મારા જીવની દરકાર નથી કરતો તો ફરજની શું દરકાર કરશ; આટલું સમ-જાવાથી જારે જે બાપ નહી સમજે તારે હું હીંમતથી જણાઉછું કે એ પેદર તું ખરોજ જુલમગાર છે એટલુંજ નહી પણ તે સાથ તું કમસમજ છે.

**શાહજમાન**--(ભારી ગુસ્સામાં તરવાર ખેંચી) અએ, બેવકુફ, હું કમસમજ? તારા આ પથરનાં મગજમાં મગરૂરીનો જે બદ ધુઓ ભરી મુકીઓછે તે મારા જુલમનાજ આતશી સોળાથી ઉરાડી દઈ તુને ઘડીની વચમાં ઠેકાણે લાઉછું. શીપાહીઓ પકડો તરત એ બેઅદબ પોરીઆને અને એને સખતમાં સખત પોલાદી જંજીરમાં જીકરી બંદીખાનાનાં શીહામાંસીહા ગારમાં નાખો. એ બેવફા ગુલામ તારી તરફ આટલી માયા, આટલી જતન, અને આટલી જાનફેશાનીનો આએ બદલો! કાહાડો, કાહાડો એ બદકાર શેહેતાન સરખાને મારી ચરાગો હજુરથી. એ ગંધીલા મ્હોડાનાં પાપી પોરીઆ આવા ખુબસુરત આ-કારમાં ખરો શેહેતાન તું પોતેછે. ઓ આ બદનમાં નાસીપાસીના કાંટા ખુચેછે; મારી રગેરગ અને બાલેબાલ ઉભો થાયછે. એ બે મ-ગજ નાદાન એક ખરૂં ગુલાબનું ફુલ જાણી તુને ઉધારીઓ અને

આખર તું જંગલી થુવર જાહેર થયો. દુર કરો સેતાબ મારી હજુરથી. લીઆનત પડજો તારી હસતી અને જવાંમરદી ઉપર!

(કમર-અલ-જમાનને પકડી લઈ જાયછે.)

**તુફાનજમાન**—(મનમાં) એના જે હાલ તે એના આરાના મરઝવાનના થવા જોઇએ, નહી તો મારૂં વેર ધરવ નહી પામે—એ ખરાજ આજુરદા થયલા શાહ મને બેહદ અજાયબી લાગેછે કે શાહજાદાએ એટલું બધું શાર ફેરવ્યું! અરે ખરેજ એ એક ગુલાબનું ફુલછે; પણ એને એક ગંધીલા ભવરાએ પોતાની સોબતથી ખરાબ કીધુંછે!

**શાહજમાન**—(ચીડમાં) જાવો કોઈ તુરત અને પકડો પેલા તુફાની મરઝવાનને અને નાખો તેનેબી મારા મીજાજી બેટા સાથ એકજ ગારમાં કે બેઉ નાપેકારો પોતાના કરતુકોનો પસતાવો જોય. વજીર આએ બુરી દુન્યાના નહી જોયલા દોરથી આજે હું ખરેજ હેરાન છેઊં. (જતો રહેછે.)

**એક ઉમરાવ**—શાહનાં મોહો ઉપર આવતી બીમારીનો ઝાંહાખો ચીતાર જાહેર થવા લાગેછે. જાઊંછું તુરત અને લેઊંછું શાહની સંભાલ નહીતો આફતમાં નવી આફત વધશે. શાહની તનદરોસ્તી કોઇબી રીતે જાલવવી જોઇએઃ— (જતો રહેછે.)

**બીજો ઉમરાવ**—મને મોટી ફીકર એમ લાગેછે કે મબાદા શાહજાદો ગુસ્સામાં પોતાના બેમુલ જીવને તારાજ કરવા ચુકશે નહી. એનો જીવ બચાવવોજ જોઇએ.— (જતો રહેછે.)

**ત્રીજો ઉમરાવ**—મને અંદેશો પેદા થાયછે કે રાણીને એ વાતની ખબર પડતાંજ તે પોતાની હસતી ખતમ કરે તેની પેહેલાં સંભાલ લેવી જરૂરની છે.— (જતો રહેછે.)

**એક સરદાર**—મને કંઇ એવું સુજેછે કે શાહજાદો અને તેનો દોસ્ત રઇઅતનાં ઘણાં વાહાલા હોવાથી રઇએત મબાદા બળવો ઉઠાવશે; આવા ધભરાટમાં લસ્કરની મદદથી શેહેરમાં સલાહસંપજ રાખવી જોઇએ.— (જતો રહેછે.)

**તુફાનજમાન**—માહરે એ લોકોથી વેગળું નહી રેહેવું જોઇએ, નહી તો કદાચ બાપ બેટા બંને સમજુતીની કાતર બનાવી હું આડે આવતાં કપડાને વેતરી નાખે; પણ સમજુતીની કાતરને કાપનાર હમેશાં ફરેબ અને અથડા અથડીની કાતર ઘણી તેજદાર હોયછે. આટલું થવા છતાં મે ખરાબ શું કીધું? (વીચાર કરી) કંઈજ નહી! અલબત નહી! બાપની સામે બેટો નાફરમાન થયો તેને જરા નાહાની જેવી સજા કરાવી. એજ કે? કોઇ દાહડે તખ્તે ખીરાજવાની આશા બાંધી બાપ બેટા વચ્ચે તુફાનનાં બીઆં વાવ્યાં. એજકે? એટલુંજ કરવાનું નથી. એ બંને દોસ્તો એક બંદીખાનામાં પડીઆછે તે છુટા પાડવા જોઇએ. નહીતો પેલો મરઝવાન ઘણો ચાલાકછે તે તહરેવાર શીફત શોધી કાહાડશે. જારે એલની બાજી મેં માંડી તારે કળાથી, તાલમેલથી અને બને તો તરકટથીબી તે ફતેહસાથ પુરી કરવી તોજ આ મગજ ધરાશે નહી તો સદા ભુખું ને ભુખુંજ.—(જાએછે)

## અંક ૧ લો—દેખાવ ૨ જો.

એક મોહોલો

(શોહીમાન મરદનાં પોશાકમાં દાખલ થાયછે)

**શોહીમાન**—એ મરઝવાન! અરે તારા મુબારક નામમાંજ કંઇ ઓર મીઠાસછે. સારી જીહાનનાં મીઠાસને હઠાવે એવી તારી ઇઆદમાં લેહેઝતછે તો અરે તારી હાજરીથી કેવી ઓર લેહઝત મળે. તારૂં ખુબી ભરેલું નામ પોતાનો એલકાબ ખરોજ જાહેર કરેછે. તું મરઝવાન અને ખરેજ મરઝવાળો છે. તેં મને તારી પાક મોહોબતનો ખરો મરઝ આપ્યોછે અને તું કોણ જાણે કહાં ગુમ થઈ ગયોછે. તારે તું ખબરદાર હકીમની શોધમાં મરદાની પોશાકમાં સંકટના વાદલ રૂપી છતર હેઠળ બેકરારીની કીસતી પર સવાર થઈ ઇનતેજારીનો દરીઆવ ખેડી આશાના કીનારા ઉપર અંતે હું દરદી આવી

લાગીશું, તો આ સાહેબ મારી સલામતીનાં સલામત સાહેબની ખાસ નોકરી અને મોહોબતી કદમબોસી કરવા મને એક વખતબી નવાજી નીહાલ કર. કાહાં શોધું, કાંહાં શોધુંરે તુને એ મારી ખરી માયાના ઝમકતા હીરા તારી પરખનો નાજુક જહવેરી તારી શોધમાં બાહાવરો બની ફરેછે અરે પણ તું એકદમ જાહેર થઈ તારૂં ખરૂં રૂપ કેમ જાહેર કરતો નથી.

(કેટલાક નાહાની વયના ઉમરાવ જાદાઓ માહોમાહે રકઝક કરતા દાખલ થાયછે તેઓને જોતાંજ શોહીમાન એક બાજુ ઉભી રહેછે.)

**પહેલો છોકરો**—અરે નહી, નહી, સમજીઆ વગર પટપટ નાં કરીઆ કર; મેહેલમાં મોટી મારામારી થાઈ. શેહેરમાં નહી. હવે સમજીઓ એ અપટ.

**બીજો છોકરો**—મેહેલમાં મારામારી થાયજ નહી. લે શું કેહેછે?

**પેહલો છોકરો**—(ચોડવીને) શું મેહેલમાં મારામારી નહી થાય! એ એબલીસ એ અનાડી જેવી વાત કાહાથી લાયો?

**બીજો છોકરો**—તું એબલીસ તારો કાકો એબલીસ, બચ્ચા એબલીસ કોણને કેહેછે!

**ત્રીજો છોકરો**—વરી નઓદ ગીઆઓ ત્રણ પાંચ કરવા મંડી ગીઆ. (પેલા છોકરાને) તું કેહેછે તે વાત ખરીછે. પણ તારા કેહેવા પ્રમાણે શાહજાદો કમર-અલ-જમાન કેદ નથી થયો એતો એનો દોસ્ત પેલો મરઝવાન.

**શોહીમાન**—(ચોંકી મનમાં) આ મરઝવાનનું નામ! અરે મારો વીરો કેદખાનામાં! આ ઓદા શું આફત હશે?

**પેહેલો છોકરો**—અરે બંનેને નાખ્યાછે કારણ બંને પરણવા સામે થાયછે.

**શોહીમાન**—(મનમાં) આ ખરોજ મારો દીલદાર! એને પરણવાનો ધીક્કારજછે.

**ત્રીજો છોકરો**—શું પરણવા સાંમે થાય તેથી બંદીખાને નાખે? એ કાહાંથી નાલી નાલીજ તોપ ઊચકી લાયો!

**પેહેલો છોકરો**—બેસ બેસ જાણ્યા વગર પટપટ નાં વચમાં કર ખબર નહી હોય તારે જઇને ટોપલા તળે ઢંકાઇએ; સમજીઓ કે?

**ત્રીજો છોકરો**—જો ખબરનો મોટો ખાં આયોછે તે; જાહાં હોયતાં કેજે હુંજ સરસ! તારે શું મારા બાપે મને કહ્યું તે ખોટુંકે?

**બીજો છોકરો**—જોની વારૂ હેં હેં!

**પેહેલો છોકરો**—તારા બાપે શું તારૂ કપાળ કહ્યું. તારો બાપ અરધો ચરેલોછે અને તું પોણોછે જા હવે શું કેહેછે?

**ત્રીજો છોકરો**—એ બચ્ચા આજે કઇ મેથી પાખ ખાવાનો થયોછે કે કેમ? બધા સાથેજ કેમ તારૂ મોહોડું કેરબો લેછે.

**પેહેલો છોકરો**—એ હીચકારા, કોઈ દાહડે તારા બાપદાદાએ કોઇને મેથી ખવાડેલી કે? એ દીવાનાં જા જા નહીતો હાડકાં ભાગી જશે.

**ત્રીજો છોકરો**—શું એટલી બધી ચેંચી કરેછે; લુચ્છા ગુલામ! (બંને મારામારી કરેછે બીજા છોકરાઓ છોડવેછે.)

**બીજો છોકરો**—અરે પણ કમઅકલો બીજાને સારૂ તમો શાનુ માથું કુટોછો; શાહજાદો અને તેનો રફીક જોઇએ તો જીહાનમમાં જાએ તેમાં તમારા બાપનુ શું નખોદ વલી ગયું!

**ચોથો છોકરો**—એઈ એઇ જબાં સંભાળીને વાત કર. નહીતો એક થોબરાંમાં આપસતો દાંતજ તોડી પાડશ. શાહજાદો મારા વડા ભાઈનો દોસ્તછે તેને માટે એવું હું સાંભળી શકું નહી.

**બીજો છોકરો**—(ધપ્પો મારી) જા શાહજાદાનાં ખાસરાં ઉચક. મુઓ તું ઉમરાવજાદો થયોછે. તારો બાપબી તુકરખાઉ છે અને તુંબી. આઓ વળી બીજો. (બીજો ધ[illegible] મારેછે ચોથો છોકરો રડી પડેછે.)

**ચોથો છોકરો**—બચ્ચાજીઓ ઉભા રેહેવો. મારા બાપનેજ જઇને કેઉછુ કે સરકારમાં લઈ જઈ તમારાં ચામડાંજ ઉખેડી નખાવે.

(જતો રહે[illegible].)

**પાચમો છોકરો**—મુઆરે તમો દોસ્તોનાં થતા! જરાજરામાં ઓહે ચહડાતી ઉતરી પડોછો તો ગરજની વખતે શું કરવાનાં હતા. જુઓ પેલો મરજવાન પોતાના રફીક આપણા શાહજાદાનો કેવો ખરો વફાદારછે કે તેની સાથ બંદીખાનેબી પડ્યો.

**શાહીમાન**—(મનમાં) આ જીગરનાં વાળી તારી કંઈ ખબર આ છોકરાઓથી મળવું (આગલ વધી) ભાઈઓ એ મરજવાન હમણાં ક્યાંછે.

**પેહલો છોકરો**—(અજાએબીથી જોઈ) તેવણ બેહેસ્તની હવા ગુરેછે-એ નવું વંદાર કાહાંથી નીકલી આવ્યું !

**શાહીમાન**—જો ભાઇઓ તેની મને ખબર આપશો તો તમારો મોટો ઉપકાર માનશ.

**પેહલો છોકરો**—ઘણી મજેની ખબરને લાયક તેવણ માણસછે. હમણા હાથે પગે સોનાની સાકળીઓ પેહેરી વગર ભાડાનાં ઘરમાં રહેલાછે અને પેલી દુન્યામાં થોડા દાહાડામાં કેમ જવુ તેના કોલ કરાર કરેછે.

**શાહીમાન**—નહી ભલા છોકરાઓ મારી એમ મશકેરી નાં કરો. તે મારા કાકાનો છોકરો થાએછે અને તેની ઉપર મારૂ ઘણું હેત હોવાથી હું તેની શોધમાં હઇઆ તુલીગ આવીછું.

**પેહલો છોકરો**—એ કાકા રએ આપુને પોતાના કાકાના છોકરાં ઘાઈ પડે.

**પાંચમો છોકરો**—અરે બસ એની મજાક કરવાની બંધ કરો. શું એની ખુબસુરતી છે ! છોકરા જેવાતો લાગતોજ નથી. મને એની ઘણી દયા આવેછે. આવ બા આવ તેની તુને બધી ખબર આપુ.
(આગળ જાયછે.)

**ત્રીજો છોકરો**—હેં સંભાલ. એમ કરી એને ફાસમાં નાખવા જાયછે કે. બરચાજી સંભાલ હું તુને સારી પેઠે ઓળખુંછુ.

**પાચમો છોકરો**—કેમ એકતો ધપ્પો ખાઈને ગયો હવે તારૂં કંઈ મન થઈ આઉછે કે.

**ત્રીજો છોકરો**—હે હે જો-જો-વારૂ. દોસ્ત જેમ તેમ કરતાં જવા દેજે! (બંને મારામારી કરેછે. બધા છોરવવા જાયછે તેવામાં ચોથો છોકરો પોતાનાં બાપને લઇને આવેછે. બધા જોતાંજ.)

**બધા**—અરે નાહાસોરે ઉમરાવ અલીશાન આયો. પેલાનો બાપ. નાહાસો નાહાસો—(બધા નાહાસી જાયછે.)

**ચોથો છોકરો**—હઇઆં બધાઓએ મ-મ-મ-ને-મામા-મમા મારીઓ-મા-મા-રો ક-ક-ઇ વાક નથી-ને અ-મ-થો-મ-મ-મ-ને મારીઓ (રડેછે.)

**અલીશાન**—ચાલ નીકલ હીચકારા તેમાં રડેછે શાનું? ચાલ જા ઘેર.

**ચોથો છોકરો**—હેં મારે તારે રડે નહી કે. વાગે તો સઉ રડે. તમોને મારેતો તમો રડેકેની-વગર વાંકે મનેતો મારીઓ. જોઇએ તો આએ છોકરાને પુછો.

**અલીશાન**—(શાહીમાનને જોઈ પોતાના બેટાને) વારૂ જા જલદી ઘેર હું તે બધાં નાપાકજાદાઓની ખબર લેઉંછુ. પણ એવુ હીચ-કારાપણુ છોડીદે. (છોકરો જાયછે.)

(મનમાં) હા! આએ જવાનનો ચેહેરો શું મજેનોછે—એ જવાન તુ કોણછે તુ કોઈ બીગાનો મરદ લાગેછે. હઈઆં શુ માગેછે.

**શાહીમાન**—(મનમાં) એનાથી કઇ વધુ ખબર મળશે?—મેહે-રબાન ઉમરાવ હું પારકાં દેશનો એક જવાન છેઉ અને નોકરીને વાસ્તે હઇઆં સુધી આયોછે.

**અલીશાન**—(મનમાં) નોકરી લાયક એની ધપછપ છેજ નહી-વારૂ તું નીમખહલાલીથી નોકરી બજાવશે?

**શાહીમાન**—(મનમાં) આ વખતે મારી મોબતના ચેરાગની હજુર જવાની તક સારીછે—સાહેબ હુ બાદશાહી દારોગો હતો અને ઘણીજ ઈમાનદારીથી બાદશાહી બંધવાઓની તકેદારી કરતી હતી-અરે હું કેહુંછુ કે હુ કરતો હતો.

**અલીશાન**--(મનમાં) કરતી હતી! એ મરદ છેકે ઓરત—મને પોતાને એક દારોગાની અગતછે. આ શેહેરનો શાહાજાદો જાહાં કેદછે તાહાં જો તું વફાદારીથી નોકરી બજાવે તો તુને રખાવા મારી બનતી ભલામણ કરૂં કારણ એ કામ શાહે મને સોંપેલુંછે.

**શાહીમાન**—(મનમાં) ઓ ખોદા કેવી સારી તક—સાહેબ આ નાજુક તન રગેરગ ખરી ફરમાબરદારી અને વફાદારીનું લોહી વેહેતું રાખેછે. વાસ્તે એ મેહરબાન શેઠ બે ફીકર રહો. ખોદા જો ચાહશે તો

તે જવાન શાહાજાદો મારી નોકરીથી ઓર ખુશીજ થશે; પણ શુ તે એકલોજ કેદછે.

**અલીશાન**—નહી, તેની સાથ તેનો એક ખરો ચુસ્ત દોસ્ત કેદમાંછે. તે બંને તુને જોતાંજ દારોગા તરીકે પસંદ કરશે. વાસ્તે ચાલ તું મારી સાથ સેતાબ. (જાયછે.)

**શોહીમાન**—(મનમાં) ખોદા કરેને આ જીગરમાં પેદા થયલો માયાનો બળવો મારા સરદારની હાજરીથી નરમ પડે. (જાયછે.)



## અંક ૧ લો—દેખાવ ૩ જો.

એક બંદીખાનું

(કમર-અલ-જમાન અને મરજવાન બેઠેલાછે.)

**કમર-અલ-જમાન**—એ બાદશાહી રેવાજ નહી કે મતલબને પોતાનો હમરાહીક બનાવી એક માણસને દરજ્જા, કીરતી, અને બુલંદીનાં ઉચામાં ઉચા બુરજ ઉપર ચહડાવે અને તરત બીજી ઘડી હીનપસતી, કંગાલીઅત અને જુલમનાં ઉડામાં ઉડાં ગારમાં ફેંકીદે! તે સાથ આએ કંઈ પેદરની રસમ નહી કે મરજી માફક પોતાના બેટાને લાડ અને માયાનાં બાગમાં રમતો મુકી, કાંટાદાર, બાળી નાખતાં જંગલમાં જારી કરતો નાખે. એવા બાપો એવા શાહો પોતાનાં દરજ્જાનો ખરાબ ઉપાયોગ કરેછેઃ—

**મરજવાન**—બાપનાં, શાહનાં અને એશીઓનાં રવઇઆ ઉપર દુન્યાનો રવઇઓ સરદારી ભોગવેછે. તેથી શું શાહ કે સાધુ બધાઓએ તેને મુગે મોહોડે તાબે થવું જોઇએ.

**કમર-અલ-જમાન**—જીહાનમમાં નાખ એવી તારી બેઢંગી દુન્યાને! મારા જીવઉપર, મારા તન ઉપર, મારી ચાલ ઉપર બીજાનો હક અને જાસ્તી હોયતો એક બારગી ચાલે પણ મારાં મન, મારા ખાલેસ ખુલલા વીચારો ઉપર કોઇનો હક નહી જોઇએઃ—

**મરજવાન**—એ મારા જીગરનાં ખરા આશનાવ, તું એવું વીચાર ખરીજ નાદાની કરેછે. જારથી તું દુન્યામાં તવલુદ થયો તારથ. તારાં તન સાથ તારા વીચારો ઇઆને તારૂં મન જોડાયું માટે જો તારૂં તન બીજાનાં તાબામાં તો તારૂ મનબી રેહેવું જોઇએ. અલબત તે મનનાં ઘોડાને છુટાપણાનાં મેદાનમાં દોડાવવું તારા હાથમાંછે, પણ તે દોડતા ઘોડાને કોઈ અટકાવે ઇઆ જોહોંક આપી પાડી નાખે તો પાછળથી તુને તેની ફરીઆદ નહી કરવી જોઇએ:—

**કમર-અલ-જમાન**—તારે શું મારા બાપની સામુ મારી ફરીઆદ ખોટીછે.

**મરજવાન**—ફરીઆદ ખોટી નથી; પણ એવી ફરીઆદ ઉઠાવવાનો તુને હક નથી. આવા દબદબાવાળા શાહની સામે ભરદરબારમાં તું આવા તોછરાઇનાં સુખન બોલીઓ એ તેં ઘણુ ખોટું કીધુ. તારા દરજાથી તું તદન બાહાર ગયો. તેનો લાયક બદલો તુને જારે મલીઓ તો તેની હવે ફરીઆદ ઉઠાવવી એ નાદાનીછે. તુંજ જોકે તારી સાથ આ કેદખાનુ મુગે મોહોડે હું ખમુછુ કે નહી.

**કમર-અલ-જમાન**—મરજવાન, પ્યારા દોસ્ત, દરીઆફ્ત કર કે આ ગેરઇનસાફ, આ જુલમ, કંઈ થોડો નથી. અરે જો તું મારી જીંદગીની દોરીને મજબુત કરનાર મલમ મારી હજુર નહી હતે તો હું એકલો કદીબી જીવવા પામતે નહી. અરે તું મારે સારૂ કેટલી રંજ ખેંચેછે. હા દોસ્ત તુને કઇ તરાહનું નામ આપું?

**મરજવાન**—દોસ્તનાં નામમાં અને ખુશાલીમાં મગરૂર નાં થા, પણ આવી દોસ્તી તું ટકાવી રાખવાને મુસતકીન થયોછે તેને માટે જોઇએ તેવો મગરૂર બન. દરીઆવનાં પાહાડી મોજાઓ સાથ મોતની ઘડીની બાઠ ભીરતાં હું તુને જો મારા જાનની ધાસતી વગર છોડવું તો તે આએ જાતની દોસ્તીની બરકતથી. ફાંસીનાં લાકડાં ઉપર ચહડી તું આ જીહાનનો છેલો ચીતાર એકી નજરે લઇ લેતો હોય અને તે વેળા મારો જાન તારી જગામાં મુકી તુને મોકલો કરૂં તો આએ આશનાઇનાં ખુદાઈ ગુણથી. કોઇ ભારી તનનાં દરદનાં

ગમાં પડી તું મોતનાં જાસુસનો હાથ પકડવા છેલો દમ લેતો હોય તે વેળા મારા ખાલિસ રંગીન અને પવીતર છાતીનાં લોહીથી તે મોતનાં ભુખ્યા જાસુસને ધરવ આપી તુને નવો જનમ આપું તો આ દોસ્તીની હસ્તીથી. તો એ મારી જીંદગીનાં માહાતાબ તારી પુજા કરવા ખાતર તારી સાથ આ શીહા કેદખાનામાં હું આયો તો મેં કઈ વડાઈ કાધી નથી.

**કમર-અલ-જમાન**—એ મરજવાન આવી તારી જાન ફેસાનીની તારીફ કુલ જાહાનનાં પાણી ઉપરથી જો કોતરાંઉં તો આવા તારા ઉમદા ગુણની કમાલીઅતથી તે કદીબી ધોવાઈ નહી જાએ. એ મારા જીવનાં જીવ ગંજાવર દરીઆવોમાં ગરક થયલી બાદશાહી દોલતો બોદી કાહાડી તેમાં તુને નવાજીસ કરૂં તોબી તારા ગુણનો બદલો વલે નહી; પણ અરે આજે હું કંગાળ માણસ નીચ દોલતનો ખરો મોહોતાજ છેઉ તો ઓરબી બેહેતર કે મારી ખુબી ભરેલી જુવાનની શીરીન થેલીમાંથી પવીતર સોનાનાં ગોહેરોનો તારા સોનેરી કીમતનાં તન ઉપર અને હીરાનાં ઝડાવનાં તારા શર ઉપર બેસુમાર નેસાર કરૂં. અરે મારા ખુદાઇ દોસ્ત આવી દોસ્તીની કુલ જાહાનમાં નવાઇછે. અને આવી દોસ્તી વગર મારૂં તથા તારૂં જીગર સદા શીહાછે તેવા જીગરોને ઓરતની દોસ્તીથી કેમ રોશની મળે. એવી ફેલ ભરી જાત સાથ એક ઘડીબી આપણે ઉભા નહી રહીએ.

**મરજવાન**—આપણાં આવા વીચાર છતાબી કુલ આલમ ઓરતને પોતાનો સરવેથી પેહલો અને બાગે બેહેસ્ત પોહોચાડનારો આરાનાવ ગણેછે. મને મોટી ફીકરછે કે આપણે જારે માણસાઇ ખવાસ સાથ જન્મ પામ્યા તો કોઈ દારે કઈ ખુદરતી કરામતથી આપણા આ વીચારો બદલાશે અને આએજ જુવાન બીજાઓની તાનાજની સાથ ઓરતની સીફત ગાવા માડશે.

**કમર-અલ-જમાન**—નહી કદી નહી. એક બારગી ઘોરનાં થંડા બીછાણામાં સુવા ધારસ પણ ઓરતની સંગત કદી નહી કરશ. તું એવુ શું બોલછે?

**મરજવના**—દરએકની સામે થવાશે; પણ કુદરતી મોજાની સામું આપણે કીડીની મીસાલ એક હાથી સામુ છીએ. હાલબી જો કે આપણે ઓરતને ધીકારીએ છીયે પણ આપણી ઉપર ઘણીક ઓરતો પોતાના ધીકારનાર અને જીવનાં તરસીઆ ઉપર ફીદા હોશે.

**કમર-અલ-જમાન**—આ દુન્યાનું ચક્કર અજબ છે! શું ઓરતો આપણુને ચાહે!!

**મરજવાન**—મને સારી રવેસે યાદછે કે મારા દેશમાં મારી પાછળ એક બેસુમાર ખુબસુરત અને જવાન નાર ફીદા હતી. તેનાં કંટાલાએ હું હઇઆ નાહાસી આયોછુ અને તારી સાથ આવી મોહોબતમાં જોડાયો. વાસ્તે જો આપણી આરાનાઇ કીઆમતનાં છેડા સુધી ચુસ્ત રેહેશે તો સદા તે જવાન નારનો હું આભાર માનસ કે તે આપણું જોડાવાનું મુળ કારણ હતું.

**કમર-અલ-જમાન**—મારા ભાઇ, મારી માદરને પેટે તવલ્લુદ થયલા ખરા ભાઈ કરતાં ચહડતો દરજ્જો ભોગવનાર મરજવાન, તું ગમે એવા વીચાર ફેરવજે પણ હું એટલા મજબુત ઠરાવથી કેઉછુ કે અબળા જાતની હજુર તો શું પણ તેના ઓળામાંબી હું ઉભો રેહેનાર નથી. પણ આજ આવા સંકટમાં તારા જેવું સુખ મને બીજુ કોઇ નથી.

[અલીશાન શાહીમાનને લઈ દાખલ થાયછે. શાહીમાન મરજવાનને જોતાંજ મોહોડાનો રંગ બદલેછે.]

**શાહીમાન**—(મનમાં) હા એજ એજ ખરો વીરો શુરો રૂડો મારા ભારી દરદનો હકીમ.

**અલીશાન**—એ મારા ખરાજ કદરદાન શાહાજાદા તુંને ખુબ રવેસે રોશન છે કે તારા બાપનાં તમામ ઉમરાવોમાં તારી કમળ સરીખી પેશાનીપર હું જાનથી કુરબાન છેઉ. આ તારા બંદીખાનેનો ઘાહ મને ઘણો જબરોછે. તારે માટે ખારા ઓજરખાઈથી આ જવાન તને પસંદ આવતો દારોગો લાયોછુ કે એ જવાન પોતાના ખુશ હલકથી અને ખુબ ચેહેરાથી તુને હરઘડી ખુશ રાખે.

**કમર-અલ-જમાન**—તમો મારા નામદારો મારા દુખી મન રીઝવવા ગમે એટલી કોશેશ કરશો તેટલી થોડીછે. [તુફાનજમાન દાખલ થાયછે.]

**તુફાનજમાન**—મારા નામદાર શાહાજાદા તારા શાહ અને તારા બાપનો હોકમ થયોછે કે તુને તારા દોસ્ત સાથ એક ઠેકાણે નહી રાખે પણ તારે સારૂ એક જુદુજ બંદીખાનુ તઈઆર કરાવ્યુછે તાંહાં મેહેરબાની કરી રૂખસત લે.

**કમર-અલ-જમાન**—શાહાજાદો! હુ કઇ તમારો શાહાજાદો નથી. કંગાલ કેદીને શાહાજાદાનુ નામ છાજતુ નથી; પણ હજુર શાહનો જુલુમ શું બાકી રહીઓછે જે એકજ ખોદાઇ બખશીસ, મારો રફીક મારે સારૂ બાકી હતો તેનું સુખ પણ મને તમો એકલપેટા આપી શકતા નથી? તમો લોકો કોણછો! ફરેસ્તાના આકારમાં શેતાન છો? પલીદી દોર કાહાંસુધી ટકવાનો છે? હું કદી મારા દોસ્તથી છુટો પડનાર નથી. હું હઈઆથી જરાબી હીલનાર નથી.

**તુફાનજમાન**—શાહાજાદા જો તું એવું કરશે તો શાહનો હોમકછે કે તુને જોરજુલમથી છુટો પાડવો.

**કમર-અલ-જમાન**—(ગુસામાં) જુલમથી છુટો પાડવો-તમો-ખરા-

**મરજવાન**—(બગલમાં પકડી) એ મારી હઈઆતીના માલેક વધુ બોલવામાં કસો ફાએદો નથી. જારે આપણને જીંદગી એકમેકને ખાતર સલામત રાખવીછે તો એ લોકોનાં જંગલી જોરની સામુ થઇ તે જીંદગી હલાક કરવામાં કસો ફાએદો નથી. તું મુગો મુગો તારા શાહાનાં હોકમને તાબે થા.

**શાહીમાન**-(મનમાં) એ જો હઈઆથી છુટો પડેતો મનેતો બેવરો નફો થાએ કે મારા જીગરનાં આસનાવની એકલીજ નજરનો ઉજાસ પામું.

**કમર-અલ-જમાન**—અરે મરજવાન બધા તો ઘાતકી બનીઆછે પણ તું કાંએ એવો ઘાતકી થાયછે. તુને છોડી કેમ જાઉ! તારે તો જીંદગી છોડીઆ બરાબરછે. તું રખે મને ભુલે! અરે મારી હઈઆતીની હાજરી અને તારી ગેરહાજરી કદીબી નહી સોસાવાની! આ કેવા કેવા આકારમાં આફત આવી ઉભી રહેછે.

**મરજવાન**—એવી આફતો સોસવાની જે ભારી શક્તી આપનાર છે તે આપણી ખુદાઈ દોસ્તીછે. તુ હરગેજ મારા એતેકાદનો શક ના ઉઠાવ.

બાધુર આ જાન જે કરે વફાઈનો નેસાર,
રૂપેરી તુજ સરપર એ કમર દીલદાર.
ભાયગનાં નકશાપર પડીછે ઝલેની સફાઈ,
દેખાડશે આ જાંહાંમાં આપ સંબંધની ખુદાઈ.
બેગુનાહી ખુરોજ પર ઉભાછે બે જોડલા જાન,
એકમેકની દોસ્તી પર જાવેદાન તક કુરબાન.
નોબતી તારા લબઓ આપેછે અતરી બુઉ,
બેહેકેછે આ જીગર ચમન એ કમર ખુબરૂ.
મોજાવાના દરીઆવમાં દુન્યાઈ કીસતી ફરે,
આ ખુદાઇ સંગતી બરાબાપર અંતે અથરે.
કોમલ નારો ગાશે વખાણના શુભ ગીત,
બેકદર દુન્યાપર થાશે આ દોસ્તીની જીત.

**કમર**— નહી દીઠું મારા ચમને તુ સરખુ કોઇ ગુલ,
હસતાં મુખનું મુજ દીલ દીવાની બુલબુલ.
અગર જાએ તુ ઉડીતો પામું ભારે તબાહ,
બીલારનું આ બદન ટકવું કબી નહી રવા.
માયાલું હું ઘણી, રાખશ પાજરામાં સદા,
તારો મેહેમાન બનવા બનસ શાહનો ગદા.
તારી જુદાઈમાં ધરશ જફાની તેજ કતાર,
ચશમોથી દુર હુ નનામો નાચાર ખુવાર.

(બગલગીરી કરી છુટા પડેછે.)



## અંક ૧ લો—દેખાવ ચોથો.

### એક ખોલલું મેદાન.

મરજવાનનો ચાકર કાફૂર રડતો દાખલ થાયછે.

**કાફૂર**—બસ હવે નહી થોભાતું-હું રડુંછું-બસ હવે રડી પડુંછું-(બે-ઢંગી રીતે રડેછે) અરે-રે-રે-રે-રે હું હવે શું કરશરે-(તરેવાર ઢોંગ સાથ રડેછે) આઆ પારકા શેહેરમાં હવે મારો કોણ ભાવ પુછશે જો-જો-જો-જો- (રડેછે) ઓ મારો શેઠ મરજવાન તો કેદમાં પડીઓ. અરે રાજાના પોરીઆની દોસ્તીમાં અરધું મ્હોડું તેં તેં તેં કાળું-કાળું કીધું. ઓ-ઓ-ઓ! (રડેછે) હા! મારી-મારી-મારી વાહાલી માશુકરી-માશુકરી-માશુકરી મારી કેવી-કેવી-કેવી વાત જોતી હોશે-શે-રે-શે રો-રે (રડેછે.)

(કમર-અલ-જમાનનો ચાકર ખંદારી હસતો હસતો દાખલ થાય છે. કાફૂરને બેધરક રડતો જોઈ એકદમ ચોંકી.)

**ખંદારી**—હેં! ઓ!! આ!!! દોસ્ત કાફૂર શું થયું! એટલો શાનો રડેછે!

**કાફૂર**—(રડીને) ઓ—

**ખંદારી**—(અધીરાઈથી) અરે બોલ ઓ શું?

**કાફૂર**—ઓ મરજવાન-મારો શેઠ—

**ખંદારી**—શું થયું મરજવાન મરી ગયો કે!

**કાફૂર**—(હાથ પગ અફાડી) અરે રે કમર-અલ-જમાન-ઓ મરજવાન-

**ખંદારી**—(વધારે ગભરાઇ) શું આપણા બંનેનાં શેઠ મરી ગીયા કે બોલ જલદી?

**કાફૂર**—(રડીને) અરે દોસ્ત ખંદારી-હુ તો પારકા દેશમાં આવી ફસીઓ હવે મારૂં શું થશે!

**ખંદારી**—અરે પણ થયું શું?–નઓદ ગીઓ બોલીબી મરતો નથી. જો તું હવે નહી બોલશે તો મારાથીબી રડાઈ જશે જો!

**કાફુર**—(રડીને) ઓ મરજવાન!

**ખંદારી**—(રડીને) ઓ મરજવાન! ઓ મારા કમર–અલ–જમાન!

(રડીને કાફુરને વલગી પડેછે.)

**કાફુર**—અરે ખંદારી બંને બંદખાનામાં પડીઆ. (રડેછે.)

**ખંદારી**–અરે વળી મરી જાએ તારે ઘોરખાનામાંજ પડતો. ઓહિરે–

**કાફુર**—અરે ઘોરમાં નહી, બંદખાનામાં.

**ખંદારી**—ખાનામાં પડીઆ! પોતાને હાથે કે?

**કાફુર**—કોઈ પોતાને હાથે પડતું હોશે? દીવાના રાજાએ કીધા.

**ખંદારી**—દીવાના રાજાએ બંધ કીધા! દીવાનો રાજાતો સુરજ. તે કેમ બંધ કરે!

**કાફુર**—એ એબલીસ એ શું બકેછે, એબી કંઈ મશકેરી કરવાનો વખત છે કે શું?

**ખંદારી**—પણ ખાનેખરાબ કોઇનેબી પુછની કે ખાનામાં અરીમ ધરીમ જેવા બે કેમ માયે!

**કાફુર**–કેમ માએ! અરે તારા ને મારા જેવા હજારો અંદર સમાઈ જાએ.

**ખંદારી**—બા એટલાં મોટાં ખાનાં તો મેં નથી જોયાં! નવાં ધરાવીઆં હોશે.

**કાફુર**—ધરાવે શું? એ ચકરમ બંદીખાનાં બંધાવે કે ધરાવે. એબી કંઈ સોના રૂપાની યા લાકડાની ચીજ છે કે ધરાવે?

**ખંદારી**—અજબ અંદર માયા! પણ ખાનામાં બંધ કીધા તેના કરતાં તો ટોપલા તળે ઢાંકવા હતા. વારૂં લાવ કુંચી તારી પાસ છે કે ખાના ઉગાડી તે લોકોને આપણે બાહાર કાહાડીએ.

**કાફુર**—કુંચી શાની? આજે તું મગજથી ખીસી ગયલો લાગેછે.

**ખંદારી**—કોઈ ખરીજ ઊંધી બુધ્ધીનો છે. તું કેહછે કે શેઠને ટેબલનાં ખાનામાં બંધ કીધાછે તો હું કેહુછુ કે લાવ કુંચી તેમાંથી બાહર કાહાડીએ.

**કાફૂર**—ટેબલનું ખાનું! મેં કીઆરે એમ કહ્યું. [રડેછે] અરે કેદખાનું-બંદીખાનું.

**ખંદારી**—અરે પણ કાફૂર જેવોછે ને બોલીઆ અગાઉ દમ મુકીને રડેછે શાનું? તારનો બુબખની માફક ખાનુ ખાનુ કરીઆ કરેછે તો એમ બરાબર ભોંસી મરની. અરે પણ થયું શું? મારો શેઠ શાહાજાદો છે તેને બંદીમાં નાખવાની કોણ હીંમત કરે?

**કાફૂર**—શાહજાદાએ પરણવાની હઠ કીધી તેથી બંનેને શાહે ચીરમાં કેદ કીધા.

**ખંદારી**—આપણે બે બનેતો રોજ નવે નવે વખત પરણવા માગીએ છીએ, અને આપણા શેઠ જનમસુધી કુંવારા રેહેવા માથું કુટેછે એબી અંધેર વાતછે. મને લાગેછે બંને બરા બાંગડ છે. એ લોકો એમ કાંય કરતા હોશે વારૂ? શું એઓ બયરાંઓથી બાહેછે કે? જો એમજ હોયતો આપણે આપણાં શેઠો સાથ લગન કરીએ?

**કાફૂર**—એ કમબખત મારી આખે અંધારાં આવેછે અને તુને એવી રમુજ સુજેછે કે?

**ખંદારી**—અંધારાં આવેછે તો ચાલ તેમાં ઊંદરડું બોસી ઉજરડું કરૂં. મને લાગેછે કે તું અને તારા શેઠ બંને સુધાન માણસો છે વચમાં સોના જેવા મારા શેઠને બગાર્ડીઓ.

**કાફૂર**—બચ્ચા એબી તારી લખબાજીમાં મને ફસાવીઓ તેમ હોશે નહી? ચાલ નીકલ મારી હજુરથી.

કર કાણું કીસમત કુકરમી, કેવો કોપથી કંમજોર કાંપેછે!

**ખંદારી**-(ચીરડાને) ખડીઆખરખર ખાનેખરાબ, ખીસાકાતરૂ ખુની! બેરવી બોપરી ખંદાઇનાં ખાંએ. (કાફૂર તરફ હાથ કરી.)

**કાફૂર**—ગલીચ ગાર, ગીબત, ગુમાવે ગેલ; ગોગાઠી ગંધીલા ગાંડુ!

**ખંદારી**-ધઘેરા, ધામટ, ધીસખાઈ ધુરશે ઘેનથી ધોરમાં; ધંધીલા ધાંચી!

**કાફૂર**—ચપચપ ચારીઆ, ચીનાઈ ચુઆ, ચેંચીબોર ચોર ચંડાલ ચાંચીઆ!

**ખંદારી**—છકછેલ છાકટા, છીટથી છુટો છેઉ. છોડ છંદ છાંનાં.
(હાથ કરીને.)

**કાફુર**—જગમાં જાગરૂત જીતે જુલમને જે જોઇલે જંજાલ જાંહાં.

**ખંદારી**—ઝપાટા ઝા ઝા ઝીંકે ઝુકણુ, ઝેર ઝોભડી ઝપલાવે ઝાંજથી.

**કાફુર**—ટકટક, ટાપસી, ટીકા, ટુકરખોરી ટેપ, ટોટ ટંગડી ટાંટીઓ.

**ખંદારી**—ઠગાઈ ઠાગાથી ઠીગડે ઠુઠડી, ઠેકડી ઠોકાવે ઠંભ ઠાંસ.

**કાફુર**—ડપેણુ ડાટ, ડીંગે ડુબાડુબ, ડેહલે ડોસું, ડંકો ડાંગથી.

**ખંદારી**—ઢળતી ઢાળ, ઢીમી ઢુડવી, ઢેકાં ઢૈયાં ઢોરવે, ઢંકાવે ઢાંકણુ.

**કાફુર**—તરકટ તારાં તીરકમાન તુનદા! તેવુ તોખમ, તંબાકુ તાંસનાર!

**ખંદારી**—થબરાક થાપથી થુકાવરા થેલી, થોકાવી થંબ થાંભલે.

**કાફુર**-દરરોજનાં દાદમથી દીવાનો દુહાર દેખીતી દોંગાઈ, દંડુકે દાંગાઇ.

**ખંદારી**-ધક્કો ધાડ ધીંગાણું ધુજાવે, ધેનની ધોરેદીસે ધંતરમંતર ધાંધલ.

**કાફુર**—નમાના નાજરથી નાટકશાળામાં નીતી, નુરાની, નેકી નોતરાવા, નંગો નાંચે.

**ખંદારી**— પટેલ પાલે પીડાઇ પુતરો, પેટ ભરી પોંસે પંકાયલો પાંતીદાર.

**કાફુર**—ફફરે ફાટેલ ફીતુરી ફુટકળીઆં, ફેલથી ફોકટ ફંડમાં ફાંફાંમારે.

**ખંદારી**—બખતાવર બાહાદુર બીકટ બુડકીથી બેદરકાર બોજથી બંધન બાંધે.

**કાફુર**-ભરતખંડમાં ભારી ભીડ, ભુખ્યો ભેટે ભોલાઇને, ભંગી ભાંડને.

**ખંદારી**--મતલબ મારી મીઠી મુજને, મેજબાન મોજી મંડાણ માંડ.

**કાફુર**—યમકની યાદી યુક્તીથીજ યોગ્ય.

**ખંદારી**—રચણાથી રાતે રીજાઈ, રૂપીઆ રેડ રોકડ, રંગીલા રાંમ.

**કાફુર**—લખ લાલચે લીલા લુટાએ, લેહેરી લોભીની લંગોટીએ લાંઠાઇ.

**ખંદારી**—વજનતર વાગે, વીવાહથી વુરૂધી, વેરી વોહોરે વંઠેલ વાંકડો.

**કાફુર**—સનગાર સારો સીકલ સુધારે, સેવક સોદો સંધો સાંધે.

**ખંદારી**—હજમમાં હાથછે હીચકારાનો, હુજતી હેમક, હોશીયારનાં હંકાર હાંજાંમેલાવે.

**કાફુર**—ક્ષય ક્ષારથી ક્ષીતી ક્ષુધા ક્ષેમ ક્ષોભીત.

**ખંદારી**—જાની જાત જાનથી જાનવાન કાફરથી ખંદારી જાની.
(જતો રેહેછે.)

**કાફર**—ખંદારીથી કાફર હેરાની. તું કાંહાં **હશે** મારા મરજવાન જાંની. કીઆરે મલશે મને મારી માશુકરી દીલ દીવાની.
(જતો રહેછે.)

## અંક ૧ લો—દેખાવ ૫ મો.

એક પુરાના કીલ્લાનો અંદરનો ચોક.

[એક કુવો નજર પડેછે, કમર–અલ–જમાન એક પલંગ ઉપર સુતોછે અને એક ઓજો દુરથી જમીન ઉપર સુતોછે. એક જુફતો દીવો બળેછે. કુવામાંથી મેમુનેહ નામની એક પરી નીકળી આવેછે અને અજાયબીથી આસપાસ જોયછે:—]

**મેમુનેહ**—(અજબ થઇ) આએ જુફતો ચેરાગ આજે **હઇઆં**! (જરા આગળ જઇ) ખાબમાં ગરક કોઈ!! સેકડો સાલ સીહા રાતે આ મકાનની મુલાકાત હું લેઉછુ પણ આવો અજબ દેખાવ આજ-તુલીગ નથી જોયો! (આસપાસ જોઇ) શું કોઇ પારકી પરી હઇઆં રેહેઠાણ લાવેછે? યા શું કોઇ જીન હઇઆં વાસો કરવા માગેછે યા કોઇ દેવજાદ આ તુફાન ઉઠાવીઉંછે! મારાં મકાન ઉપર એ કેમ બને? મારા કોફના આતશી શેળા હજુર આજ સુધી કોઇબી સલા-મત ઉભું નથી અને રેહનાર નથી. (પરી હાથ હીલવેછે તેવીજ આખા બંદીખાનામાં રોશની પેદા થાયછે. આ વખતે કમર–અલ–જમાનનાં મોહોડાં ઉપરથી ચાદર ઓલી) હા! આએ તેજ રોશની મારી કરામ-તથી બરપા થઇછે કે આએ ઓદાઈ નુરવાળા આદમના ઓરશીદ ઝમક ચેહેરાથી? આહા! શું આએ ચેહેરે નકશાની નીસાની! શું આએ પેશાની! શું આએ નુરાની!

સબઝફામ આ નકશ કેવો તેજસ્વી ચેરાગ,
દામાન લરજાવી લગાડેછે જીગરમાં આગ.
રોશાન રોજમાં બરપા આ માહચીની લબે લાલ,
શરમ તોડી કરેછે રૂખસારી સુરખી પાયામાલ.

ન જોયો ખલકે આરાકારમાં દીલ રોબા ચમન,
સોધા સરવ સાથ ખીલી રહીઉં આ ગુલે એમન.
તારતારી હરણીઆ ચરામો ફારે જીગરો કુળ,
રાતની સીહાઇમાં ખીલે આ જુલફી સમબુલ.
માહાતાબી મુખરામાં ભરીઓછે મોહબતી શરાબ,
રીઝવવા મુજ દીલ કરૂ જો નોરા તો થાઉ બેતાબ.
શીકલ સોહામણી આ, સરમાવે શીકલે હું પરી,
રામરાનીના રાજમાં બેમાલુમ આવી ઉભી ખરી.

આવા નાજુક ફુલને કદીબી કોઇ બદકાર ભમરાને હાથ ચુંથાવા નહીં દેવરા. આજથી એના તાલે ઉપર મારી પનાહનો છાયો હું નાખનાર ઠરી ચુકી. (આકારા તરફ કંઈ આવાજ થતાંજ ઉપર જોઇ) આવો ભારે ખખરાટ શાનો? (કમર-અલ-જમાનના મોહોડાં ઉપર પાછી ચાદર ઢાંકી મેમુનેહ હવા ઉપર ઝડપથી ઉડેછે અને પાખવાળા દાનેશ નામના એક દેવને કંમરમાંથી પકડી નીચે લાવેછે. દેવ ધ્રુજેછે અને ગુઠણ મંડીએ પડેછે.)

**દાનેશ**—ફલક ધ્રુજાવનાર જીનોનાં શાહથી તવલુદ થયલી એ તરાહસમંદ શાહાજાદી! તારો તાબ દુરથી જોતાંજ હું બેતાબ થઈ ગીઓછુ. તારી સાહેબીને મારે સર ચહડાવી આ ફરમાબરદાર પાઉ તુજ હજુર નમનતાઇથી નમાઉછુ, પણ તારો દેહેસત ભરો દસ્ત મારા ઉપર ઊંચકે તેની આગમજ હું તુને પેલા પયમબરોના પયમબર શાહ સુલેમાનના તલેસમાતનાં કસમ આપુછે કે મને હરગેજ ઇજા નહીં કરે.

**મેમુનેહ**—એ દુરાચરણી દાનેશ દીવોછે તેં મને એવા સખત કસમ કે ગોયા મારા હથીઆર બંધ હાથ પગ જંજીરમાં જીકરી નાખાછે, પણ જાંહાં લગી તું તારી હવાઈ મુસાફરીની મકસદ જણાવશે નહીં તાંહાં લગી હું તુને છોડનાર નથી.

**દાનેશ**—આહા! મેં શું જોયું? હું શું તારીફ કરૂં? શાહાજાદી મારા બયાનથી જો તું ખુશહાલ થાય તો તારા હાથનો એક પરવાનો મને લખી આપે કે બોહોળાં ફલક વચે જીનોની ફલકમાં હું વગર દરકારે ફરૂં.

**મેમુનેહ**—મગર મારા પંજામાંથી છુટી જવાના એરાદાથી નારાસ્ત જુબાન જો બોલીછે તો ખાતરીથી જાંણજે કે આ તારી પાંખના તમામ પર હું તોરી નાખશ. તારા શીરની ચાંમડી ઉખેરી નાખશ. તારા હાડકાંનો સુરમાઇ ચુરો બનાવશ વાસ્તે બોલ તારૂં બયાન અને કેહે રાસ્ત વ દરોસ્ત.

**દાનેશ**—અજબ એક દેખાવ દીઠો મેં મુલકે માહ ચીન,
રેહેમવંત મેમુનેહ નથી તે પરી યા જીન.
નીરમળ કાચ સમાન બદનની તે એક નાર,
રસતાખેજ ઉઠાવી કીધોછે મુજને બેકરાર.
દાર તેની નરગેસ ચશમોનો કરેછે દેલમસ્ત,
સમશેર પેરે ઝમકેછે જેના રૂપેરી બે દસ્ત.
માશુક તે મારી, ઝુલફો જેનાં અંમબરી કમંદ.
રીબાવા મુજ જીવને કીધોછે તેની લટોમાં બંધ.
ગુલાબ પેરે ખીલેછે જેમ ગુલે આફતાબ,
લબલુટ તેનુ હોસન કરેછે જીગર પેચોતાબ.

બસ વધુ નહીં બોલાતું. એ શાહજાદી શું કેઉ, માહ ચીનના શાહાની તે નાજ ભરી ઠનક મરોરી બેઠીછે. અકીક, સોનું, રૂપુ, પોખરાજ, શીપ, સંગેમરમર અને જહવાએરનાં તો તેને માટે સાત મેહેલો મોજુદછે. તેને જારે માહતાબ સાથ હું સરખાઉછુ તારે ખરો માહતાબ કીઓ એવું હું ભુલી જાઉછુ. હજારો ખુબરૂ શાહાજાદા તેનો દસ્ત મેળવવા દીવાનાછે મગર તે ચાંદી શીકલ કોઇને પસંદ કરતી નથી. અરે એવી ખુબસુરતી કુળ જીહાનમાં નથી. હું એ નાર ઉપર ખરોજ ફીદા છેઉ.

**મેમુનેહ**—(ગુસ્સે થઇ) અરે એ કંગાલ ગુલામ, તારા એવાં બદકેરદાર મ્હોડે જુઠી તારીફ ના હાંક, કાંહાં જોઇછે તેં મારા દીલદાર શાહાજાદાની ખુબસુરતી. આ મુકામમાંજ તે ખાબમાંછે. તેને જોતાંજ તારી સુધ ગુમ થશે. તેની નુરાની આગળ ખોરશીદનું તેજ પરદામાં શરમીંદગીથી છુપાયછે.

**દાનેશ**—મેહેરબાંન મેમુનેહ: કદીબી કોઇ મારી દીલદાર કરતાં કોઇ ખુબસુરત હોય એ હું માનુ નહીં. દેખાડ, નજરે નજર જોયા વગર હું હરગેજ કબુલ નહીં કરૂં.

**મેમુનેહ**—(વધારે ચીરડાઇ) એ બુરા એબલીસ તારૂં મગજ ખસી ગયુંછે. તું કેમ હું કેઉછુ તે ઉપર એતેકાદ લાવતો નથી.

**દાનેશ**—(નમીને) હું તારો તાબેદાર બંદોછેઉ; પણ મારા કેહેવા ઉપરબી જરા દરીઆફત કર. તું મારી સાથ ચાલ માહાચીન કે મારી ખરી તારીફના નમુનાને તારી નજર હજુર ધરૂં.

**મેમુનેહ**—મને શું એટલી બધી દરકારછે. હઇઆં જો એ ગાફેલ! ફેરવ તારી આંધળી ચસમો આ શાહજાદા ઉપર અને કર ખરી પરખ.

(કેમરનો મુખરો દેખાડેછે.)

**દાનેશ**—(બેહદ અજાએબીથી) ઓ આએહુબ જાંણે મારી પોતાની દીલદાર! અરે એ બંને એક સરખાં છે! આકારમાં, રંગમાં, રૂપમાં, ખુબસુરતીમાં! આએ શું મોજીજો! મારી આંખો પરખ કરી શકતી નથી.

**મેમુનેહ**—તે કેમ બને અય શયતાન એ કેમ બને? (જોરથી હાથ મારેછે દાનેશ ધ્રુજેછે) જા, જલદી તારી શાહાજાદીને હઇઆં લાવ કે એ બેને નજદીક સુવારી એકજ વખતે પરખ કરીએ. જા સેતાબ પણ જો આખનાં એક પલકારામાં તેને લઇને તું નથી આયો તો એમજ જાણ કે તારો જીવ જીંદગીથી ધરાઈ ચુકો.

**દાનેશ**—આએ ગરદન તારા હાથમાં છે. (ઉડેછે.)

**મેમુનેહ**—શું મારા દીલદાર કરતાં કોઈ બીજુ વધારે હેરાન ધરાવતું હોશે! તે ખાવીદનાં નમુનદાર નકસમાં એકથી વધારે ખુબરૂ ચીતારો હોશે! દર પળે પોતાનું મોત મારા પંજામાં છે એવું આ દાનેશ સમજેછે તોબી એ આટલી ઉજત પકડી બેઠોછે. એ ઉપરથી સાફ જાહેર થાયછે કે મારી ગરૂરી તોડનાર કોઇ બીજું આદમ હઇઆતછે. આહા! આદમોમાં કેવી હોશમંદી હોયછે! મારૂ વતનબી એવી નુરાનીથી ખાલીછે.

(દાનેશ પોતાની બહલાથમાં બેદુર શાહાજાદીને લઈ નીચે આવેછે

બંનેને એક બીજા પાસ સુવારી દાનેશ તથા મેમુનેહ ખુબ તાકી તાકીને જુએછે.)

**દાનેશ**—હવે જો મારી માશુક વધારે ખુબસુરત છે કે નહી?

**મેમુનેહ**—નહી કદી નહી. તારી આંખ ફોડી જો કે મારો દીલદાર બેશક સરસછે.

**દાનેશ**—તે હું કબુલ રાખતો નથી.

**મેમુનેહ**—(ચીરડાઈ) એ એબલીસ તું આંધળોછે? આવો મીઠાસ, આવો પમરાટ, આવો રોબ, આવી પેશાની કાહાં જોઈ?

**દાનેશ**—નામદાર મેમુનેહ! આ બદુર જેવી ગુલબદન, ચંદરી કપાળ, અતરી બુઉ, લાલ લબી, ગુલ સબીહ, શીહા જુળફી નરઘેસ આંખી, કમાન ભવી બીજી તેં કાહાં જોઈ.

**મેમુનેહ**—(વધારે ગુસે થઇ) **જીહાનમમાં નાખ તારી બેદુરને.** એ કાફર તું મારૂ માનવાનો નથીજ તારૂ મોત હવે નજદીક ઉભુછે.

**દાનેશ**—(ધુજીને) એ માહા પરી તું નાહેક મુજપર કફા નાં થા. જો આપણે બે એકમત નહી થતાંતો બોલાવ ગમે એવા બીજા તારા જીનને, જોઇએ તે કેવી પરખ કરેછે.

**મેમુનેહ**—હા હમણાં હું પેલા એક આંખવાળા સાત સીંગડાવાળા લાબાં બાલવાળા શીહનાં પંજાવાળા હાથીનાં પગ અને ઘધેડાની ખડીવાળા જીન કસકસને બોલાઉછુ.

(પગ ઠોકતાંજ ઉપલાં બીઆનનો જીન બાહાર કુવામાંથી આવેછે.)

કસકસ! તારી એક નજર આ બે જવાનો પર ફેરવ અને કેહે કે બેમાંથી કોણ વધારે ખુબસુરત છે.

**કસકસ**—(જોઈ જોઇ) હું કહી નહી શકતો કે કોણ વધારે ખુબસુરતછે એક કરતાં એક સરસછે. એક બીજાને વીસરાવે એવું છે. ફરક એટલોછે કે એક મરદ ને બીજી ઓરતછે. એક માદરને પેટ અવતરેલાં હોય એવાં લાગેછે.

**મેમુનેહ**—તારે એ ચુકાદો કેમ કરવો; કોણ પાસ કરાવવો.

**કસકસ**—મને એક ઉપાય સુજેછે અને તે એકે એકને ખાબમાં

પડેલું રાખવું અને બીજાને જગાડવું. જે બીજાનાં પ્યારથી ઓછુ ઉશકેરાએ તે વધારે ખુબસુરત સમજવું.

**મેમુનેહ**—આફરીન તારી અકલ ઉપર, એ તાલ ઘણી ખુબ તેં કહી.

**દાનેશ**—હું તરત કેમરને ચમટો તોડી ઉઠાડુંછુ.

(કેમરને ચમટો લાગવાથી જાગી ઉઠેછે, બધાં છુપાં થઈ જાયછે કેમર ગભરાઈ આસપાસ જોયછે.)

**કમર-અલ-જમાન**—(બેદુરને જોઈ) આહા! કોણ! ઓરત! પરી! જનતની હુર! આબનાં વાદલમાં છુપાયલો રૂપેરી માહાતાબ! (હીલવીને) ઉઠ, ઉઠ, એ રાશેદી બુલબુલ તારા મીઠાસના રાગો ગાવા માંડ! બોલ બોલ એ ચમતકારી ચેરાગ આલમને રોશની આપેછે તે તુંજ કે? અરે દુનીઆની નાજનીનોનાં દીલકસ હોશનને નવાજનાર તુજ ફીરેસતો કે? (હીલવીને) અરે કેમરને અંતે ફસાવનાર, કેમરની મોહબતના પોપટને તારા હઇડાનાં પાજરામાં બંધ કરનાર તુંજ જાદુગર કે? આહા શું જોઉછું?

જુવાનીની બાબમાં લપટાયોછે બેખબર માહાતાબ
ખુરા બખતીની કલીમાં છુપાયોછે આલમનો ગુલાબ.

બામદાદ થતાંજ એ પરી પેકર સાથ શાદી કરવા મારા પદર આગલ-સર પટકુ. આગળથી તુને જોઇ હોતેતો હું કદી એટલી ઉજત નહી કરતે. અરે કેવી ખુબરૂઈ!

ચશમોનાં વાદલમાં છુપા છે બે બેમુલાં રતન
બેનસીબ છે જેનાં ચલકાટથી મુજનું ગગન.
તીરંદરાજ આ ભવાં ખેચેછે ચાંચી કમાન
મોબતનો તીર છોડી કીધોછે મુજને બેભાન.
દીશેછે બે લબ જેવા ચમનનાં ગુલલાલા
આબેહુબ જાણે ખરાં બદખશાની પરવાલા.
ખુબ ચમકીછે રૂપેરી દાંતોની વાકી કટાર
જેવી મુખરાની શીપમાં સુફેદ મોતીની હાર.
જુળફોની કેવી બની રહીછે કમંદ પેચીદા
ફરેસતા બી ફસી એમા થાયછે રંજીદા.

ખીલીઓછે આ મુખરાં પર અજબ રંગ
ખાલિસ આ સીનો જેવો મરમરી સંગ.
બેફામ થઈ સુતુછે બાગે બેહેસ્તનુ સરવ
પાણે પાણ લટકેછે નીરમલ મોબતી દવ.
રૂખશાર પર મઢીઓછે ખુસબોઇને મીઠાસ
ચાખુ જે જરા તો બરઆવે મુજની રે આસ.
પેદા થયોછે જીગરમાં આ હોરાનનો આતસ
બચાવો કોઈ બળતો નહીતો નાહેક મરસ.

(હીલવી હીલવી) કેમ નહી ઉઠતી ! આ કેવા નાજુક કેવા ચાંદી સરખા પગ. જો તમામ આલમની માશુકોની ચરામો કાહાડી લઈ તેને રસતો બનાઉ તો તે ઉપરથીબી આ મારી મન હરણ માશુક ચાલી જવા ધીકાર ભરેલું સમજે. અરે આ બેહેસ્તનાં ગુલાબને લેઉ એક ખાલિસ બોસો તો થાઉ એની લપટથી ખુશાતર (બોસો લેવા જાયછે પણ એકદમ અચકી જાયછે.)

**બેમુનેહ**—(મનમાં ગભરાઈ) અરેરે કેવો અધીરો થયોછે. રખે બોસો લે ! રખે હું હારૂ અને આ નીચ દાનેરા ફાવે.

**દાનેશ**—(મનમાં) જો મજાહ હવે! અરે મારા જેવી બીજી કોઇની માશુક છેજ નહી. કેવો શાહાજાદો તલપી રહેઓછે. કીઆરે બોસો લે કે મારી અરધી જીત થયલી ગણાય.

**કમર-અલ-જમાન**—અરે હું બોસો તે કેમ લેઉ ! માબાદા મારો પદર હઈઆં છુપો ઉભો હશે તે બધો તમાસો જોઈ બામદાદ થતાંજ મને તાનાજાનીનાં તીરોથી વીધી નાખશે. શું તારે તેને હું ફાવવા દેઉ? નહી, કદીબી નહી. હરગેજ એ નાજનીનને હવે હું હાથબી લગાડનાર નથી. મગર એણીની આ વીટી નીશાન તરીકે કાહાડી લેઉ. (આસતેથી હાથ પકડી) હા! જાણે નરમ મેદીની ડાળી! મારાં આખાં બદન પર મેદી મેદી થઈ રહીછે; પણ હવે બસ.

(વીટી કાહાડી પોતાને આગલે પેહરી કોર દઈ સુઇ જાયછે.)

**બેમુનેહ**—કેમરે એ દાનેરા આટલી બધી ખુબસુરત તારી બહુર

છતાં મારો દીલદાર જરાબી લલચાયો નહી. બગલગીરી તો રહી; પણ એક બોસોબી નહી દીધો હવે તારી બેદુરને હું જગાડુંછે પછી તેનો મામલો જોઈએ.

(મેમુનેહ બેદુરને ચમટા તોડી ઉઠાડેછે તે પાસે કેમરને સુતેલો જોઈ એકદમ ભવાં ચહડાવી.)

બેદુર—આએ શું? એ કેવી ફજેતી! મારા બીછાણા પર પારકો મરદ! એ બોદા મરદજાતને ધીકારનાર હું અને આએ શું કરામત! અરે મારો પદર જો એ રવેસે મને જોય તો પછી તે શું કરે! પણ એ છે કોણ? (કેમરને જોઇ) હા કેવો ખુબરૂ ચેહેરો! કેવી નુરાની! કેવો નમુનદાર મુખરો! અરે જારે આ મારી દુન્યાનો ખોરશીદ હેજાબમાંછે, મારી ચમનનું આ ગુલ કલીમાંછે તારે આટલી રોશની આટલી બોરાબો તો જારે પરદો ઉચકાશે કલી ફાટશે તો કેહી તહરાનો ઉજાસ કહી રીતનો બેહેકાટ મચી રેહશે! અરે તે સાહેબ વગર બીજો કીઓ ચીતારો આવો ફરેસતાઈ નકસ ઉતારી શકે! (ઉઠાડવાની તજવીજ કરી) ખુલો ખુલો એ ચસમાઈ કુલફો અને તમારા મોહોબતી ફુવારાંમાંથી બખશેસનું આબ હવાપર ઉરાડો કે તે પાછું જમીન ઉપર પડતાંજ નોદર મોતી બને અને જેનો તમામ શીનગાર હું મારી રૂપેરી ગરદનમાં કરૂ. એ માયાના ચમનનાં ઉગાતા લાલા તારી ચરામોની બંધ કલીઓ જોઈ નરઘેસનું ફુલ કુમલાઈ જાયછે. તારા ભવાની કમાન હજુર વરસાદની કમાન પનાહ માગેછે. (હીલવી હીલવી) અરે મારા જાન તું કેમ નથી બીદાર થતો? શું મારા પદરે મારી મશકેરી કરાવા સારૂ તુને શીખવી હઈઆં મોકલીઓછે? અરે આલમમાં જે લાલ રંગ મહશુરછે તે આએ લબોની હસ્તીથીજ હોશે. હવાઈ જાસુસ હજારો મંજલ સુધી એ રંગ પુરો પાડેછે પણ હું કેવી ભાયગશાલી કે એનાંજ ખજાના આગળ મારૂ કપાલ ખુશાબખતીથી લાલ કરવા આવી ઉભીછુ. અરે આ કહી તહરાનાં દાંતો! જારે જુમબીઆ શેતારાઓની એનાં દાંતો ઉપર નજર પડતી હોશે તારે તેઓ નાશભાગ કરતા હોશે. (ખુબ હીલવી) હજુર કેમ નથી ઉઠતો?

અરે મેં જો આગળથી જોણીઉ હોતે કે તું મારા દસ્તનો સાહેબ થવા માગેછે તો અધીરાઈથી મારૂ દીલ બખશી દેતે. એ મગરૂર મારા આશાક તારા આ સોનેરી બાલનું બીછાણું તારી રૂપેરી ગરદનનાં સેજ ઉપર બીછાવ કે તે ઉપર મારો અધીરો જીવ અસાએસ લે. ઓ રગે રગ ઉઠીઆછે ગભરાટ (ચુમીલેછે) નસે નસ દોડછે તાતેલું લોહી. (ગલે વલગેછે) (ચુમી લઈ) હા કહી તહરાનો મીઠાસ! કેવી ઉનચી ઓરાબો! ઓ પીતમ પીઆરા જરાતો તારી અકીકી દાબડીમાંથી મોતી સરખા સખુનો બાહાર કાહાડ. (બોસા લઈ) જે ગુલાબ ઉપર નીરમળ દવનાં ટીપાં પડછે તે ગુલાબ ઉપરબી સોનેરી સુરજ એવી મીઠી ચુમીઓ લેતો નહી હશે. અરે તું નેક બખતનો એક ઓગોજ •માતર સનીશાચર જેવા શેતારા પર પડે તો તે પોતાની તમામ નેહેસ્ત ખાશીઅત તજી દે. (હાથ ઉપર ચુમી લેતાં) શું મારી વીંટી! ઓ આએ મગરૂર આદમતો આગળથીજ મારા જાનનું માલેકપણું ધરાવી બેઠોછે! ઓ જારે હું ખાબમાં ગરક હોવરા તારે કોણ જાણે કેવી રીતે મારા દીલનાં ચમનનાં તમામ કીઆરા, ફુલ તથા ફળોપર એની બોલસી નજર પડી હોશે? અરે મને એ યાદ આવતાં કેવી શરમીંદગી પેદા થાયછે. (વીંટી કાહાડી કેમરની પોતે પેહેરછે) અરે ખરેજ તે પાક પરવરે પેહેલાં બે માહાતાબ પેદા કીધેલા જણાયછે. એ બે માહાતાબોને ખુબસુરતીનાં તોલમાં જોખી જોયલા લાગેછે; આએ મારો ખુબી ભરેલો માહાતાબ ભારથી જમીન ઉપર રહી ગીઓછે અને પેલો ખુબસુરતી તથા ખુબીમાં ઓછો માલુમ પડીઆથી ઉચકાઈ ગીઓ અને આકાસપર જઈ બેઠો. અરે ફરીથી એક મીઠો બોસો. ફરીથી એક રસ ભરી બગલગીરી. (ચુમી લેછે તથા બગલગીરી કરી સુઈ જાયછે.)

**મેમુનેહ**—(ખુશીથી કુદી બાહાર આવી) કેમ એ નફટ દાનેશ હવે શું વીચારીશ? અંતે કોણ ખુબસુરતીમાં સરસ ઠરીશ. પણ જા તારો ગુનાહ હું માફ કરૂંછું. કસકસ આએ દાનેશની સાથ શાહાજાદી બેદુરને સંભાલથી ઉચકી પાછી એના મેહલમાં મુકી આવ. (તરત

બેહુરને લઇ બંને દેવો ઉડી જાયછે) (કેમરને આસતેથી બેસો લઈ) સદા સદા તું ખુશબખતીનાં મેહેલમાં નેકનામીનાં તખતપર જાહોજલાલીનાં તાજ સાજ ખીરાજજે અને જીહાનમાં હરગેજ ગમી ન જોતોઃ—(મેમુનેહ ઉડી જાયછે પરદો પડેછે.)



## અંક ૧ લો—દેખાવ ૬ ઠો.

બંદીખાનું, મરજવાન ગમગીન બેઠોછે
શોહીમાન દારોગાનાં પોશાકમાં પેહેરો ભરેછે.

**મરજવાન**—એ કેમર-અલ-જમાન! જે મીરાલે ફલકનાં માહાતાબમાં પવીતરાઇ ખાલેસી અને નેકબખ્તી જાવેદાન રોશનછે તે મીરાલ તારી દોસ્તીમાં ખરી ઈમાનદારી નેક બખતી અને પરેજહગીના કીરણો મોજુદ રહી મુજની અધીરી આંખોને દીપાવેછે. ઓ મગર હજારો હજાર અફસોસ કે આ નસીબના બેઢંગી આસમાને મારા ભરેસપતીનાં ચંદરમાંથી મને હાલ દુર કીધોછે. મારાં તનને આ શીહા બંદીખાનાનું વાસી કીધુછે. મારા મનને જુદાઈના કેદખાનાનુ રખેવાલ બનાવીઉછે. આ બુરા જમાનાએ પોતાની સેતમ ભરી ગોફણથી પોતાનો જાદુઈ ભરીઓ બુરો પથર હમો બે મોહોબત ભરીઆ દોસ્તોના મેલાપ વાળા ચેહેરા ઉપર ફેંકી જુદાઈનું લોહી વેહેતું કીધુંછે. આ જીગરને એ પથરે છુંદી નાખીઉંછે તે ઉપર કેમરની દીદારવંત દવા સીવાએ બીજા કોઇબી ઉપાયથી રૂજ આવનાર નથી. ઓ જુલમ! ના સબરીનો જુલમ! જુદાઇનાં જુલમપર બંદીખાનાનો જુલમ!!
(માથુ નીચુ નાખી બેસેછે.)

**શોહીમાન**—(મનમાં) અરે મારાં જીગરનો હાર લુટી લઇ નાહસનાર આએજ ધણી! આએજ ખરો મરજવાન! એક પળવારમાં એની ધપછપનાં સોનાને મારી પારખની કસોટીએ કસી જોયું. શોકર એલાહી તારાં કે આજ દીને આ બેશ ખબરનું પંખેરૂ પોતાની તેજી પાંખ ઉપર ઉરાડી એક ઘડીમાં મને નેક બખતીનાં કોહ ઉપર લઈ બેસાડીછે. પણ અરે અંદેસાનો એક તુફાની પવન પાછી પળમાં મને

તે ખડક ઉપરથી ગબડાવી પાડેછે તે એકે આ મારો જીવ મારી માબા મારી મોહોબત મારી દુન્યા દોલત હશમતનો માલેક મરજ-વાન કોઈ બીજાનોજ માલેક થયોછે. કોઈ મરદ કોઈ શાહાજાદો એનાં ભીતરનાં તખ્તપર રાજ ચલાવેછે. મારી પારવીનાની જાન ફેશાની જોવા છતાં એ માંરા દીલનો દીલદાર મારા પ્યારને તુચ્છકારી હઈઆં આયો. હું લોચુંબકની મીશાલ એના તરફ લોહોડાની કીસતીપર ખેચાઈ આવી પણ મારી દાદ એની મમતાની દરબારમાં કદી ઇનસાફે પો-હોંચનાર નથી. હાલ એની હજુર જાહેર થવામાં કસો ફાયદો નથી. આ મારા હઈડાંનાં ચોરનુ ભારી રંજથી ઠેકાણુ શોધી કાહાડીશ મગર દગલબાજ શકકે મારો ખેલ જે બગાડીઓછે અને નાઉમેદીનો પાસો મારા નામપર ફેંકીઓછે તે ઉલટી બાજી સુલટી કરશે કે નહી!!!

(મરજવાન કેમરની તારીફમાં અને દોસ્તીની વફાઈમાં ગાયન ગાયછે.) (ગાયન ગાઈ પાછો માથુ નીચુ કરી બેસેછે)

**શાહીમાન**—(મનમાં) આ મારા વીરાનાં કેવા મીઠા લબ્જો! અરે જાંહાં એની બોલીની હું ઇનતેજાર હતી તાંહાં લબ્જોનાં સાદાં ગોહેરોને બદલે રસ ભરીઆં ગોહેર ફેંકેછે તે કેવી અધીરાઇથી ઉચકી લઈ મારા કાનની સાચામાંસાચી થેલીમાં હું ભરી રાખુછુ. એજ નાદર ગોહેરો મારા આખા તનમાં ફરી વલી મારી છાતીનાં ખોહોમાં એકઠા થઇ કોઈ જુદાજ આકારમાં આએ મોહોમાંથી નીકલવાનો અને આએ મારા માલેકને વધાવી નાખવાનો જોસ બતાવેછે.

(ગાયન ગાયછે જેમાં મરજવાનનુ નામ વારેઘડીએ ગવાતું સાંભળી મરજવાન ચોંકેછે.)

**મરજવાન**—(મનમાં) એક દારોગો! અને આવા લેહેઝત ભરીઆં ગાયનમાં ચકચુર! પણ મારૂ નામ કેમ એની જુબાનપર આવેછે. હું દુખનાં વમલમાં ફસેલાની શુ એ મશકેરી કરેછે! અરે જેનો આવો ગબરૂ ચેહેરો જેની આવી ચલકતી પેશાની તેમાં કદીબી હરામજાદીની કસીબી નીશાન દેખાય નહી.—એ જવાન ખુબહોશાન તુને તારો દારોગાનો દરજ્જો ભુલી જઈ આવા ગાયનમાં લપટાયલું નહી રેહેવું જોઇએ.

**શાહીમાન**—(ઉશ્કેરાઇ) એ મારા શોખ લાડકા——(મનમાં) અરેરે મે શું ઘાણ વાળ્યો!

**મરજવાન**—(મનમાં) મારા શોખ લાડકા? એ શું બકેછે! કોઇ ખરેજ ટોલીઓ જવાન છે. પણ બીચારો કદાચ કોઇ ખાલી ખીઆલમાં બેભાન બની એવુ બોલતો હોય!

**શાહીમાન**—એ બંદીવાન બરગસ્તે દીદાર, જમાનાનું ફરતું ચક્કર તારા સર ઉપર હું અભાગણી શોહી—અરે હું અભાગીઆનાં સર કરતાં વધુ વાર ફરી ગયુછે તો તારી છાતીમાં આવા ખાલિસ જુસ્સાઓ ખીલી રેહે તેની આગમજ તેનો બાહાર હું તારા કરતાં વધુ જવાનમાં બરપા થવોજ જોઇએ; કારણ હું છેક એકદમ નથી ધરાવતો કોઇ આકારી રાકતી યા નથી મુજમાં કોઇ હેવાનીઅત નાકવતી.

**મરજવાન**—(મનમાં) કોઇ ખરેજ ખબરદાર જવાનછે. એનાં બોલોમાં છુપા ભેદની હસતી જણાયછે. તે સાથ એનો ચેહેરો ઘણે મરતબે મારા ધીઆનમાં રમેછે.——મગર તારાં મીઠાં ગાયણમાં તેં કોણનુ નામ લીધું. એ મરવાજન કોણછે. તેની સાથ તુને શું સંબધ છે.

**શાહીમાન**—(મનમાં) અરે રખે એણે મને પીછાણી હોય અને મારાથી છુપો થવા પોતાની હાજરીનાં અખાડા કરતો હોય—— મરજવાન! અરે તેનું નહી બીઆન થાય એવો મારો રફીકછે. તેનાં મનથી તે મારાથી દુરછે પણ મારા મનથી દુરછે તેમજ હાજરછે.

**મરજવાન**—(મોહોડાંનો રંગ બદલી) (મનમાં) રફીક! તેના મનથી દુર! મારા મનથી હાજર! એ વધુ શું કહેવા માગેછે——તે તારા રફીકનો કેવો હેવાલછે:—

**શાહીમાન**—(મનમાં) એ મોહોબતે સાહેબ જો તેં મને પીછાણી હોય, જો તું મને ઠગવા ચાહાતો હોય તો જાંહાંસુધી તારેજ મોહોડે મારો દસ્ત મંગાવસ તાંહાંસુધી હરગેજ મારા ખરા આકારમાં તું હજુર જાહેર થનાર નથી——જેનો હેવાલ થતો નથી તે હેવાલ વગરનો તેનો હેવાલછે. તું કેહેછે કે કેમર તારો રફીકછે તો હું કેઉછુ કે મરજવાન મારો આરાનાછે. કેમરની રોશનીમાં તું ઝમકેછે તો મરજવાનના મરજથી હું હલાક છેઊં.

**મરજવાન**—હા કેમર! દુન્યામાં મારા મનથી કેમર જેવો દોસ્ત નહીં.

**શાહીમાન**—બંને જાહામાં મારા એતેકાદમાં મરજવાન જેવો દીલદાર——અરે આરાના નહીં.

**મરજવાન**—(મનમાં) દીલદાર! શું એ જવાન કોઈ ઓરતછે! મરદછે! બલાછે! ભરમ ભરીઓ ભેદછે! છે કોણ!——તારા આવા રફીકથી તું કેમ છુટો પડીઓ.

**શાહીમાન**—ઓરત જાતનો તે ધીક્કારનાર છે. અબળા જાતનો હું ચાહનાર છેઉ કારણ તેની હસ્તીથીજ મારી હસ્તીછે. અબળાનાં પાકીજે નામ સાથ મને અતલગનો ધરોબોછે. એ મતમાં માતર ફેર પડવાથી હમો છુટા પડીઆછે પણ જમાનાની કરામત ઘડી ઘડી આગળ લાવી મુકેછે.

**મરજવાન**—ઓરતજાતને ધીક્કારનાર તારો દોસ્ત——(મનમાં) શું તારે દુન્યામાં મારો નામરાસીઓ બીજોબીછે કે?

**શાહીમાન**—તે પોતાનાં બોદા તરફ, પોતાની માદર તરફ બરોજ બેવફાછે. ઓરતની હસ્તીથી તેની હસ્તી હસ્તીમાં આવી-મારી હસ્તી તે ધીક્કારેછે કારણ હુબી ઓરતજાત છે——અરે હું પોતેબી ઓરતજાતને પેટે જનમેલો છેઉં.

**મરજવાન**—કહી રીતે તે ઓરતજાતને તુચ્છકારેછેઃ—

**શાહીમાન**—તે પોતાની શાદી કરવા સાફ ના કેહેછે; અને જે વીચારમાં દીવાનો બની જવાથી હું તેની દોસ્તી ઉપર ફીદા છેઉં પણ તેનાથી ઉલટા મતનો છેઉં તેથી મારો સંગબી પસંદ નથી કરતો.

**મરજવાન**--(મનમાં) એવો કોણ સખસછે કે જેનું નામ તે મારૂ નામ! જેનાં વીચાર તે મારા વીચાર!——શાદી નથી કરતો એટલુંજ કે? એમાં કઈ ઓરત જાતને ધીક્કારવા જેવું નથી ઠડતું.

**શાહીમાન**—કાંએ નહી? હમણાં જો તું મારા જેવાની હાજરીજ તારી હજુર પસંદ નહી કરેતો તે એમજ ઠડે કે મને તું ધીક્કારથી જોયછે. તેમજ જો ઓરતનો જનમનો સંગજ જે નાલાયક ગણે તે અલબત ઓરતને ધીક્કારવા કરતાં વધુછે?

**મરજવાન**—અરે બા એટલો બધો તે શું તું ઓરતથી નીહાલ થઇ ગયોછે કે તેની આવી હીમાયતી કરેછે.

**શાહીમાન**—અલબત હીમાયતી શું પણ ઓરત જાતને માટે જાન આપરા. તારા જેવાનાં બેચેન જીવને આરામગીનાં લેજતદાર બીછાણાપર સુવાડનાર ઓરત જાતછે. પોતાની ખુબસુરતીનાં તેજ પારધીથી તારી જંજાલ અને દલીદ્રતાનાં શીકારને પકડી નાબુદ કરનાર ઓરત જાતછે. શું જાણો તમો તે જાતની ખુબી! ખોરશીદનાં નુરમંદ કીરણ જેવી ઝલકતી, ખુરાબો જેવી શીનગાર ભરેલી, એવી ઓરત જાત, જો તેનો એક પગજ વેરાન કાંટાદાર જંગલમાં પડતો તમામ ગુલાબ ખીલી રહી જંગલ મીઠી લંપટથી તર કરી નાખે. તાંહાં જો મરદ ચાલે તો ખરાં બાગે બેહસ્તનાં ચીતારો જોયે. એવી-એવી-હમો—હું કેઉછુ કે એવી ઓરત જાતછે.

(ઓરતની તારીફમાં ગાયણ ગાયછે)

**મરજવાન**—(મનમાં) આ જવાનની કઇ ઓર ધપછપછે. એનો આવાજ ઓર મીઠોછે-અરે જો એ પોતે ઓરતનાં આકારમાં બદલાઇ જાએ તો મારા આવા રાકત વીચાર છતાં હું મારા નેકાહ એની સાથ કરૂ—પણ કેમર! સારી જીહાનમાં એકલાજ ચુસ્ત રફીક! આવા પાપી વીચારથી તારા તરફની તમામ ફરમાબરદારી ભુલાવાનાં પાણીમાં ધોવાઇ જાયછે—એ જવાન જા મારી હજુરથી. તારો દેખાવ, તારો ચેહેરો, તારા લબ્ઝ, તારો હલક મને લલચાવેછે, વાસ્તે ખોદાને ખાતર હઇઆથી દુર થા. નહીતો મુગો મુગો તારી ફરજ બજાવ.

(માથુ નાખી પડેછે)

**શાહીમાન**—(મનમાં) અરે મારી ખુબસુરતીના, મારા તનનાં, મારા મનનાં, ભારે ગંજનાં તાલેવંત માલેક, આવાજ બોલો મને ઓલલે ઓલલી પીછાણવા પછી બોલ પછી મારી જીદગીની આશા બર આવેલી સમજરા. પછી આપે હજારો મંજલની રંજ ભુલી જવરા—પછી તારા એખલાસની મસ્તીમાં મસતાની બની સદા ખુશાહાલ રેહેવરા—પણ નહી હજુર મારૂ નામ મારૂ કામ મારૂ ઠરઠામ છુપાવવામાં ફાયદોછે. (પાછો ચુપાચુપ પેહેરો ભરેછે પરદો પડેછે)

—o—

## અંક ૧ લો—દેખાવ ૭ મો.

એક પુરાનો કીલ્લો કેમર સુતેલો જણાયછે

સાવાબ નામનો ગુલામ સુતોછેઃ—

કમર–અલ–જમાન ઉઠેછે અને બીછાણાની આસપાસ જોયછેઃ—

**કમર–અલ–જમાન**—(ઘાભરો પડી) અરે કાહાં ગઇ પેલી નાજની! કાહાં ગઈ પેલી ચાંદસમાન પરી! કાહાં ગુમ થઈ એકાએક મારી માશુક!! વા! એનુ કારણ શું! તારે સાફ જાહેર થાયછે કે મારા પદરે મારા જીગરમાં મોહોબતની આગ સળગાવા સીહા રાતના આવી ઝમકતી મસાલ પાસામાં લાવી મુકી અને સહવાર પડતાં મને ભુલાવી પાછી ખેંચી લીધી. આ એ કેમ બને! એક ઘડીબી એનાં વગર મારાથી કેમ રેહેવાએ! (સાવાબની આગળ જઇ લાત મારેછે જેથી બુમ મારી તે ગુલામ ઉભો થઈ ગાભરો બની જોયા કરેછે) બોલ સેતાબ ગઈ રાતના મારી પાસે જે માશુક સુતી હતી તેને કોણ છુપી રીતે ઉચકી લઈ ગયું?

**સાવાબ**—(મનમાં અજબ થઇ) માશુક! એ શું બકેછે! શાહાજાદાને આવી બરીબામદાદે મારી મશકેરી કરવાનું મન થયુછે કે શું એક કકરધસ જેવી લાતતો જારીને બેઆનુ તો ઠીક આપીઉછે.

**કમર–અલ–જમાન**—એ બુબબ બોલ જલદી વીચાર શું કરેછે?

**સાવાબ**—શાહાજાદા માશુક કોણ?

**કમર–અલ–જમાન**—માશુક કોણ? એ મુજી જે માશુક ગઇ રાતે મારા બીછાણા ઉપર હતી તે માશુક. હવે સમજીઓ કે (સાવાબનો કાન પકડી મરડેછે.)

**સાવાબ**—શાહાજાદા તુને સાફ જણાઉચ્છું કે એવા છુટા હાથે મારા આંગને નાં અડક? ઓરત કોણ? નહી તારી પાસ કે નહી મારીપાસ. તું જોયછે કે બંદીખાનાનું બારણું બંદછે તેની આગલ હું સુતો હતો તારે મને જગાડીઆ વગર બારણું કેમ ઉઘડે અને અંદર કોણ આવે.

શાહાજાદા એ કાંઈ રાત નથી સવાર પડીછે તું કઇ ખાબ જોયછે કે શું. મહનેબી આજ રાતે ખુવાબમાં એક શીધણ આવી હતી.

**કમર-અલ-જમાન**—નાપાક મુજી તુબી મારી મશકરી કરવામાં કે! જો ખરૂ નહી બોલસે તો સેતાબ તારી જુબાન કાપી લેવસ.

**સાવાબ**—મેહેરબાન શાહાજાદા શું ખરૂ કેહું? વાતમાં જીવ નહી મળે ને શું બોલાવા માગેછે. હું તુને ખાતરીથી કેહુંછું કે ગઈ રાતનાં કોઈબી મરદ યા ઓરતને મે જોઇ નથી.

**કમર-અલ-જમાન**—નથી જોઇ તો ખાને ખરાબ હમણા તુને દેખારૂછું. (સાવાબને ચીરમાં ઉચકી નીચે નાખેછે. લાત મુકી ઝારી કમરમાંથી દોરડાંએ બાંધેછે અને પેલા કુવામાં નાખેછે.)

**સાવાબ**—(બુમમારી) અરે શાહાજાદા એ શું કરેછે! અરે મરી ગીઓ કોઇ બચાવોરે! અરે મારા આંતરડાં ગરામાં આયાં! ઓ બાપ! બાપોરે! (ચીચારીઓ પાડેછે)

**કમર-અલ-જમાન**—બેશરમ નકટા હજુરબી મશકરી કરની. તારો જાહાં સુધી જીવ જશે તાહા સુધી કદી જવા દેવાનો નથી નહી તો કેહે ખરૂ.

(દોરડાંએ ઉપર ખેચી પાછો જીકીને નીચે નાખેછે અને સાવાબ મોટી બુમો મારેછે.)

**સાવાબ**—અરે ખરૂ કહી દેઉછું. કેમર મને બાહાર કાહાર મને બાહાર કાહાડે તો તે ઓરતની વાત કહી દેઉ.

(કમર સાવાબને કુવામાંથી બાહાર કાહાડેછે. સાવાબ પાણીએ તરબોર થઈ ગયોછે અને ઠંડી લાગવાથી ધ્રુજેછે.)

**કમર-અલ-જમાન**—ચાલ બોલ જલદી. નહીતો આએ પાછો નાખુછું.

**સાવાબ**—(ખુબ ધ્રુજી) પ-પ-પ-પ-ણ-મારા-મા-મા-મા-મા રાથી-બો-બો-બો-બોલાતું નથી-ધ્રુ-ધ્રુ-ધ્રુ-ધ્રુજરી થઇછે-મ-મ-મ-મને કપડાં બદલી-આ-આ-આવવાદે-પ-પ-પ-પછી બધુ કહી દેઉ.

**કમર-અલ-જમાન**—(સાવાબને બેતરણ ધબા તથા પીઠ પર લાત મારી) જા નાપાકજાદા જલદી કપરાં બદલી આવ ને કેહે ખરૂ નહીતો બધામાં તારો જાન પેહેલાં લેવશ. (છોડેછે)

**સાર્વાબ**—(બુમ મારતો નાહાસેછે) શાહાજાદો દીવાનો થયોછે-મગજ ફરી ગયુંછે.

**કમર-અલ-જમાન**—ઓ તે નાજનીન કાહાં હશે-મારા દીલમાં ગરમીનાં સોળા ઉઠેછે. અરે તેના વગર હવે ઘડીભરબી મારી હસતી ટકવાની નથી. અરે મારા તાજુબીભરા કરમનો ભરમ ખોલી મારા ગરમ જીગરને આશાંના પાણીથી નરમ કોણ કરે-ઓ જીનતની વસનારી પરી તુને હાલ કાહાં છુપાવીછે:—

ઓ ગુલરૂબી પરી શીકલ ચાંદી રૂપી નાર,
ઓ દરદી આદમની હવા અતરદાર.
ઓ જુવાનીનાં ચમનમાં ગુલે સમન,
ઓ ગુલાબી બામદાદનાં લેહેરી પવન.
ઓ મોબતનાં બાગનાં ખીલતાં દરખત,
ઓ મોહોબતી ચસમાનાં પાણી અમરત.
પર તુ નેક બખ્તીનાં ખાલિસ આસમાન,
મુજ તાલેનો શેતારો થયોછે પરેસાન.
મુજ અંધારા જીગરની ઓ રોશન ચેરાગ,
પરવાના પેરે જલુ લાગીરે મોબતની આગ.
કાહાછે તુજની પેલી ચશમો નરધેસીઆ,
કાહા છુપાવીઓ તારો સુગંદી સવાસ સદા.
મોહાબતી જામમાં રેડ શરબતી કતર,
કરૂ જે નોશતો પામું જીગરની સબર.
તનછે તારૂ ગોયા ગુલે અનાર,
છેઉ હું જરીન એક કબાહ બુટીદાર.
પેહેરી જે સદા થા મુજ તખ્તપર સવાર,
બનાવરે મુજને માયાનુ તાજ ઉસ્તવાર.
જીતીઓ મુજનો ઠરાવ જીતીઓ આ જાન,
બખ્શે તુજનો જાન તો ગણાએ ખરૂ હેશાંન.

(ઉધેમસતક પડેછે) (તુફાનજમાન વજીર આસ્તેથી દાખલ થાયછે.)

**તુફાનજમાન**—(મનમાં) હા! મારા વેરનાં દરખ્ત ઉપર ખરાબીના ફળો આવેલાં જાહેર થાયછે. આ શાહાજાદો મારા કીનાનુ ઝાડ છે. એ જો ખરેખર દીવાનો થયો હોય તો એ ઝાડપર ફળ આયા ખરાં. જેનો સવાદ સારા મુલકને જો કે કડવો લાગશે પણ માતર મનેજ તે અમરત સરખો છે. કોઈબી ઓરત સાથ નહી પરણવું એવું ઘણેક દરજ્જે શાહાજાદાને ઉસ્કેરનાર હું હતો. બેટો નાફરમાન થાએ તો બાપ તરીકે ઘટતી સજાએ પોહોચાડવા શાહાને છેડી મુકનારબી હું હતો. કેમરને અને તેનાં પેલા છપન આરાનાવને બંદીખાને નખાવનાર હુજ હતો. આએ દીવાનપણુ જો ખરૂજ હોયતો તે લાવનારબી હુજ છેઉ. ધબો મારી સલામ કરવાની તાલ રમનાર ઘણીબી હુજછેઉં. જો કે શાહા પોતાના બેટા તરફનાં બેહદચાહને લીધે આએ દીવાની હાલત જોઈ ઘરીભર મુજપર કફાબી થશે તો મારી ખાલી દેખીતી વફા ભરી ચાલ દેખાડી શાહનો ગુસ્સો સેહજ વારમાં સફા કરી નાખશે. મારા લોભની વચ્ચે આવનાર આ મોટો થાંબ તો રદ થયો. હવે પેલા એકલા પડેલા મરજવાનનો તો જાન લેવાબી હું ચુકરા નહી. હા! બાજી રમવા માડી. બાજી બીલી. બાજીનો જીતમાં અંત લાવવા માગુંછું. શાહાને શાહાજાદાને યા કોઈબી માણસને ખબર નથી કે આવી ફસમ ફસાની જાલ હું પાથરનાર સાહવધ કરવઇઓ પારધી છેઉં. હવે આએ દીવાનાની ખબર લેઉં. દીવાનગી દરપેશ આવવાનુ કારણ કોઈ માહભારત હોવું જોઇએ.

(કેમર માથુ ઉચકી આસપાસ જોતાં વજીરપર નજર પડેછે તેવોજ અંદાજાથી બેસેછે.)

**તુફાનજમાન**--(જમીનસુધી નમી) એ સારી જીહાંનપર આબાદ કીઆમતની ખુશહાલી અને જાહોજલાલીમાં જીઆદ મારા મેહેરબાન દાનેશમંદ શાહજાદા તુ કેમછે. તારી તબીઅતતો ખુશછે નહી. કારણ પેલો સાવાબ તારે માટે એક ઘણીજ બુરી ખબર લાયો જેથી શાહા ગમગીન તેમજ કોફમંદ થયોછે. હું તારી સલામતીની ઈનતેજારીમાં અધમુવો થઇ ગયોછું.

**કમર-અલ-જમાન**—ઓ નેક મનેરા વજીર તે બદકેરદાર કાલે મોહોડેનાં ગુલામે તમોને મારે વીશે શું ખબર આપી કેહે જલદી.

**તુફાનજમાન**—(મનમાં) એ તો ઘણી ખબરદારીથી વાત કરેછે!–

**તુફાનજમાન**—એ મુજ શાહના રોશન ચેરાગ કબીબી તુને ગમી યા બેચેની નાં હોતી; મગર પેલા કાફર ગુલામે આવી હમોને એવું કહયું કે તું દીવાનો થયોછે અને કોઈ ઓરતને માગેછે. શું તું નામદારે એવા સુખન ઓચરીઆ હતા.

**કમર-અલ-જમાન**—મને સાફ જાહેર થાયછે કે પેલા ગુલામને આવી ચાલ ચલાવા તમોએ શીખવીઓ હતો; પણ એ વજીર દીલ પજીર તું વધારે અકલમંદ છે વાસ્તે તું ખરેખરો હેવાલ મને જણાવ કે જે ખુબસુરત જુવાન નારને ગઈ રાતે તમોએ મારી ગોદમાં મોકલી હતી તેને સહવાર પડતાં કાહાં લઈ જઈ રાખીછે.

**તુફાનજમાન**—(મનમાં) વાઉવા મગજ ગીઉછે ખરૂ. હવેજ મજાહછે ——એ રૂડા શાહાજાદા તું કેવી અજબ વાત કરેછે. તું રાતનાં એકલોજ સુતો હતો. તારી પાસ કોઈ હતું નહી. તું એટલું નહી જાણતો કે આવા સખત ચોકી પેહરા સાથ કોણ આવી શકે. વાસ્તે એ ભલા શાહાજાદા જરા ધીરજથી દરીઆફત કર અને ધેઆન ઠેકાણે રાખ.

**કમર-અલ-જમાન**—શું તારે તુબી મને દીવાનો સમજેછે. વજીર તું એવી મશકેરી છોરી દે–અરે તે નારપર હું ખરોજ ફીદા છેઊં. અરે તેણીને મેં નજદીક અરધો કલાકસુધી મારી નજદીક જોઈ તેનાં ગુલાબી રૂખસારને મારા લાલ લબ્બ સાથ દોસ્તી કરાવી હવે સહવાર પડતાં મને કમબખ્ત બનાવી તે કાહાં ગઈ? અરે જો તેણીની મેહેરબાનીનુ પંખેરૂ મારા અભાગીઆ સરપર ઉડવા માંડે તો આએ વમલનાં તાપમાંથી બચી આસાએસનાં છાયામાં બેસું. એક બારગી મારો જીવબી જતો રહયો હોય તોબી તેણીનુ હોરાન જોઈ મારી જીંદગી કાએમ રાખું.

**તુફાનજમાન**—(બેધરક હસી) ઓ કેમર તારૂ મગજ હવેતો બરૂજ ભમેછે. અરે તેં રાતનાં ખાબ જોયો હશે. ચાલ ચાલ જલદી સુધમાં આવ નહીતો કોઇ બરો બેવકુફમાં ડેડવશે.

**કમર–અલ–જમાન**—(ચીડમાં દોડી દાહાઢી પકડી વજીરને નીચે નાખી) એ ઘાતકી–એ નીરદય આવી કલાપીટ હું કરૂંછું અને મારી સામી મશ્કેરી કરવાની તુને સુજેછે. (લાત મુકી જેમ મરજી પડેછે તેમ મારેછે અને વજીર બુમ મારેછે.)

**તુફાનજમાન**—અરે શાહાજાદા કેહું બધી હકીકત રાસ્ત કેહું, મને છોડ મને ઉઠવા દે. હવે તુને બેખબર નહી રાખું. (શાહાજાદા વધારે મારેછે) અરે બસ–બસ–હા પેલા ગુલામને તારા બાપે શીખવીઓ હતો. મને ઉઠવા દે! બધું કહી દેઊં! (શાહાજાદા વજીરને છોડેછે, વજીર હાંફતો હાંફતો ઉભો થાયછે) (મનમાં) એ બદબખ્ત પોરીઆ, મુજ વેરભરી છાતીમાં થોડા કતરા આજ તેં વધારે નાખીઆ. એજ છાતીમાં તારૂ રંગીન લોહી જાંહાંસુધી નહી ભરૂં તાહાંસુધી તારો પીછો છોડનાર નથી.

(શાહજમાન જહડપમાં દાખલ થાયછે.)

**શાહજમાન**—એ મુજી વજીર મારો બેટો જો દીવાનો થયો હશે તો તારો જીવ સલામત નથી રેહેવાનો.

**તુફાનજમાન**—(મનમાં) લે, હું એ તુફાન ગરજવાની અગમચેતી કાહાં નહી જાણતો હતો.

**કમર–અલ–જમાન**—(ગુંઠણ મંડીએ પડી) એ બેઓર્ગવાર બાપ જે ભારી ગુનાહ તુ નામદારની સામે મેં કીધોછે તે મને માફ કર અને જે ખુબ ચેહેરે નાજનીંને ગઈ રાતે તેં મારી પાસ મોકલી હતી તેની સાથ મને પરણાવ, હું તઈઆર છું.

**શાહજમાન**--બેટા એ તું કેવી આજીજી કરેછે. નાર કોણ, નાજનીન કોણ, તેની મને કશી ખબર નથી. તું જોતો નથી કે આવા બંદીખાનામાં કોણ આવી શકે.

**કેમર**—નામદાર પેદર મારી વધુ મશ્કેરી નાકર, કારણ તે ખમવાની મારામાં તાકાત નથી. તેં શું મારામાં પ્યાર પેદા કરવા એક અપાર ખુબસુરત શાહજાદી નહી મોકલી હતી? અને સહવાર પડતાંજ મારાથી છુપાવી નથી કે તેણીનેસારૂ હું વધારે ટવલું!

**શાહજમાન**—બેટા રખે તારા મગજ ઉપર કોઈ ખરીજ માઠી અસર થઇ હોય! હું તે અલ્લા અકબરના કસમ લઈ કેહુંછે કે એ વાતની મને કશી ખબર નથી.

**કેમર**—અરે તારે મારી નજરે નજર મારી ગોદમાં તેને મેં કેમ જોઇ! જો તમો મારૂં માનતા નહી હોવો તો જુઓ આ તેની વીટી મેં તેને આંગળેથી કાહાડી લીધીછે. અરે એટલુંજ નહી પણ મારી વીટી તેણીએ લઇ લીધેલી લાગેછે.

**શાહજમાન**—(વીટી જોઈ અજબ થઇ) શું આએ કોઈ કરામત છે! યા મોજીજોછે! એ છે શું? આવી બેમુલ વીટી! કોઈ શાહાજાદી શીવાએ બીજું એવું ગોહેર પેહેરી શકે નહી. બેટા હું ખરોજ હેરાન છું કે એ વાત કેમ બની.

**કમર-અલ-જમાન**—મેહેરબાન શાહ તારે જો કોઈબી રીતે એને હું નહી મેલવશ તો હું ખરોજ દીવાનો બની જવશ એટલુંજ નહી પણ તને મારી જીંદગીની આશા છોડવી પડશે.

**શાહજમાન**—અરે તું સરખા બેટાને સારૂ સારી જીહાન ધુંડાવી એ નારને ખોળી કાહાડશ-પણ માયાવંત બેટા તું ધારેછે કે એ નાજનીનને તું હવે જોએતો ઓળખી શકે.

**કેમરેલ**—અલબત! અરે એણીનો ચીતાર મારા મગજમાં તાજોછે. વાસ્તે ખુબીવંત પદર હું એક અરજ કરૂંછું કે મને તથા મારા પેલા જાની દોસ્ત મરજવાનને એ નારની શોધમાં જવાની રજા આપ.

**તુફાનજમાન**-(મનમાં) અરેરે એ બાહાને શીકાર હાથથી જતા રેહેછે.

**શાહજમાન**—બેટા તું જેવાં મીઠાં ફળને એકલું કેમ જવા દેઉ?

**તુફનજમાન**—શાહ તું સારી રંવસે જાણેછેકે હું તારો જનમનો વફાદાર વજીર મારો જાન તારી ચાકરીમાં સોફી બેઠોછું, વાસ્તે હું શાહાજાદા સાથ જાંઉ અને તે ગેબી નારને જાહાં સુધી ધુંડી મારા કેમરને હાથ નહી ચહડાઉં તાહાં સુધી સુગો નહી બેસુ.

**કમર-અલ-જમાન**—શાહ, નકામી કાંએ તારા વીસવાસુ વજીરને તસદી આપેછે? એની હમોને કશી જરૂર નથી.

**શાહજમાન**-નહી બેટા એ તારી સાથ હશે તો મારા જીવને નીરાંત રેહેશે. એને જરૂર તારી સંગતમાં રેહેવાદે. ચાલ મારા મેહેલમાં અને ખુબ રવેસે તારા નેકબખ્ત દીદારથી તું છુટો પડે તેની આગમજ તારા પેદર માદરની ચરામો ચંડકથી તર કર. વજીર નેક મનેશ તરત બેટાની મુસાફરીનો અસબાબ તઈયાર કરાવ. (શાહ તથા શાહાજાદો જાયછે.)

**તુફાનજમાન**—મુસાફરીના સામન સાથ બેટાના મોતનોબી સામાન તઈયાર કરાઊંછુ. મજાહજ હવે છે તો. આએ દાઢીના બાલ એ ગુલામ બચાએ પીબીઆછે, નહીં? પણ એજ દરએક બાલને તેજી બરછી બનાવી એની રગે રગ વીંધું નહી તાંસુધી આ કીનાનો ધુઓ સમાધાનીની હવા સાથ મલી જનાર નથી. (હસીને) શાહા આ ચેહેરાપર નીરદોશપણુ બીરાજેલુ સમજેછે, પણ લુછાઇનો રખેવાલ એ મોહોડાના પરદામા છુપો પેહેરો ભરેછે તેની મુજ શીવાએ કોણને ખબરછે. આએ છાતીમાં કેવી તરેહના વેરભરા મોજા ઉછલેછે તેનો પુકાર આ જીગર વતરોગે કોણ સાંભળી શકેછે. નવાં તોફાનો હું ઉભાં કરી મસ્તીમાં મજાહ મેળવુંછુ તેમાં આ તુફાનજમાન વગર કોણ બીજો રમતીઆળ થાયછે. (હાથ સાથ આથ અફાડી) કેમર જેવાં બોંચીઆ મેઢાનેતો જરાવારમાં રેંસી નાખું પણ પેલો મસતાનો બકરો મરજવાન જરા વધારે તાણમાંછે માટે તેવનને તો ભાઇબાપુ કરીનેજ સીસામાં ઉતારવા પડશે. (જાયછે.)

## અંક ૨ જો—દેખાવ ૧ લો.

મુલકે માહાચીન.

શાહાજાદી બેદુરનો કાચનો મેહેલ.

શાહાજાદી બેદુર સુતેલીછે આસપાસ દાયાઓ ખાબમાંછે.

**બેદુર**-(ઉઠી આસપાસ જોઈ બુમ મારી) હા! કાંહાં ગયો મારો જાંન? (દાયાઓ ગભરાઇ ઉઠેછે. આસપાસ દોરી ફરી વળેછે.)

**એક બુઢી દાયા**—અરે શુંછે મારી લાડકી પુતરી શાની ગભરાયછે! તારો જીવતો સલાંમતછે. હમો તારી સારો વખ્ત નેઘેબાનીમા છઈએ.

**બેદુર**—નેઘેબાનીમાછે કે? તો કાંહાં ગીયો મારા જીગરનો આશના? મારા જીવને લુટનારો—મારો રસીલો રંગીલો?

**દાયા**—શાહાજાદી હજુર તું ખાબમાછે, સુઇજા, મેહેરબાની કરી પાછી સુઇજા.

**બેદુર**—અરે હું ખાબ નથી જોતી હું મારી સુધીમાં છેઉં પણ કાહાં ગયો મારો મનમોવન દીલદાર-લાવ સેતાબ તેને મારી હજુર.

**દાયા**—એ મારી છેલ છબીલી ફીદાફીદા છઈએ હમો તારા ગોરા હોરાન ઉપર; સદકે જઇએ હમો તારી અમરત જબાન ઉપર. પતાલ ઘુંડી પુરી પાડીએ તારા દીલની આશા. પણ તું શું કહેવા માગેછે તેની હમોને સમજ નથી પડતી.

**બેદુર**—તારૂં એવું જુઠું ટાહેલું નથી જોઈતું; એમ કરી વાત નાં ઉડાવ. કેહેવો સેતાબ કે ગઈ રાતે મારા બીછાણા પર પેલો ખુબરૂ જવાન મને બગલગીરી કરી સુતો હતો તે કાંહાંછે.

**દાયા**—શાહાજાદી તું શું દીવાની થઇછે! એ શું બકેછે. તારો બાપ જો એ વાત જાણશે તો હમારા બધાના જાન લેશે. બેગાંનો મરદ તારા મેહેલમાં! હમારી પાસબાંની ચુકાવી તારી સેજપર આરામ કરે એ કેમ બને!

**બેદુર**—(ચીરડાઈ) કેમ બને? તારૂં માથું ભાજી દેખારૂંછુ કે કેમ બને. નાપાકો તમોએ અને મારા પદરે સપ કીધોછે-મને મોહોબતની જાલમાં લપેટવા આ તાલ રમીઆંછો અને હવે મારી ઇનતેજારી પર હસોછો. ગુલામ ઓરતો જાવો સેતાબ શાહને જઇને કેવોકે જે મરદને ગઇ રાતે મારા પાંસામાં મોકલીઓ હતો તેને સરો ચરામથી બાશોકથી હુ પસંદ કરૂંછુ અને તરત શાદી કરવા અધીરી છું.

**દાયા**—શાહાજાદી બેદુર તારૂં મગજ ખરાબ થયુંછે. ઓ ખોદા આપણી શાહાજાદી દીવાની થઇછે-કોઈ જાવો શાહને ખબર કરો!

**બેદુર**—(ચીરડાઇ તલવાર ખેંચી) હું દીવાની! નાપાક જાદી ઉલટી સામખી મશ્કરી–(બધી સાહેલીઓ ચીચારી પાડી નાહાસેછે–ને દાયા તરવાર જોતાંજ બેસુધ થઈ જમીન ઉપર પડેછે.) ઓ કોઇ મસતાનો મરદ મારી બેખબરીમાં મારૂં પાકીજેહ તન નાપાક કરી ગીઓ! માહાતાબનાં ખરાં અને અનદીઠ નુરને કોઇ જોઇ ગીઓ! ઓ મારાં દીલને ફારી નાખતા છુપા પવન આટલી બધી પાસબાનીમાંથી તું પસાર થઈ તું મારા દીલના ચમનની ખુશબોથી તર થઇ કહી નારીને સારૂ તે ખુશબો લઈ ચાલતો થયો. લાવો લાવો તે જુવાન શાહાજાદો નહી તો તમામ લોકના જાનની પાએમાલી કરી નાખશ.

(શાહ તથા વજીર તથા ઉમરાવો દોડી આવેછે.)

**બેદુર**—(તરવાર હાથમાંથી છોડી દઇ) એ સરફરાજ પદર લાજમ નથી તુને કે આવી તારી નીચ ગુલામડીઓ પાસ મારી મશ્કેરી કરાવે. હું હવે માફ માગુંછું. મારી હઠ છોડુંછું અને શાદી કરવા તઇયાર છું.

**શાહ**—દીલચમન બેટી હું આવા બોલો તારે મોહોડે સાંભલી બેહદ ખુશી છેઉં. મગર પસંદ કર કીઆ દેશના શાહાજાદાની તુને ખાયશછે.

**બેદુર**—પદર તું સારી રવેશે જાણેછે. વધુ મને ના હેરાન કર. ગઈ રાતે જે શાહાજાદાને મારા પલંગ પર સુવારીઓ હતો તે.

**શાહ**—બેટી એવા નાલાયક હરફ મારી સામુ ઓચરવાની કેમ હીમત કરેછે? ખબરદાર એવું બેમલાજે બોલીછે તો મારે હાથે ખતા ખાશે.

**બેદુર**—શું કરશે તું? મારો જાન લેશે. જેની જીંદગાની પર મારો આધાર તેજ તું છીણવી લેશે તો પછી હું કેમ જીવશ? જે મીશાલ એક પંખેરૂ માતર હવા પર જીવેછે તે મીશાલ મારી જીંદગી પેલા બેગાનાં રાતનાં મરદના હવાઈ દમ ઉપર આધાર રાખેછે.

**શાહ**—શાહાજાદી આજ દીવાની થઈછે. અફસોસ એ દરદ કાહાં પેવસ થયું!

**બેદુર**—મારૂં દીવાનપણું ઘડી ભરનુ છે. લાવો લાવો રાતનો પેલો આરાના. નહી તો મારો, કાપો; લોહી કાહડો, જીવ લેવો. જીવ આપો. (તરવાર લઇ દેવાનાની મીશાલ દોડતી ફરેછે.)

**શાહ**—બેટી ચાલ તું તારો દીલદાર આપુંછુ. લાવ તારી તરવાર, તું નેક નારને એ છાંજે નહીં (તરવાર લઇ) દાયાઓ પકડો એ દીવાનીને અને તરત જંજીરમાં બંધ કરી મજબુત ચોકી પેહેરા રાખો. વજીર સેતાબ મુલકે મુલક જાહેર કરાવ કે જે કોઇબી મારી બેટીનું દીવાનપણું કાહાડી નાખશે તેને મારો અરધો મુલક બખશી આ બેટી સાથ શાદીનાં ગાઠથી જોરશ ઇચ્છા નહી તો ફાંસી દેવરા. અફસોસ આએ આફત કેમ સહન થશે. (જતો રહેછે. વજીર તથા ઉમરાવો પાછલ જાયછે.)

**બેદુર**—ઓ ઘાતકી લોકો મારા જીગરમાં આવા ઘાહ પરેછે ને તે ઉપર મીઠાનાં પાણીનો છટકાવ કરોછો. હેફછે તમારી માણસાઇ ઉપર! શરમ છે તમારી દયા ઉપર ! ઓ જાની દીલદાર તું મારી છાતી નીરદોશ ખાલિશ છાતીનાં પાહાડમાં સંતાડેલી બેમુલ હીરાની ખાન ખોદી લઇ ગીઓ એટલુંજ નહી મગર તે સાથ તેના સીનામાં બળતી સુરંગ મુકી ગયો. ઓ કોઈ મને છોડો કે મુલકે મુલક ફરૂં અને મારા એખલાસનાં ચોરને પકડી લાંઉં.

બાંધુરે અસબાબ સફરનો બીજો શું ઇલાજ
ગુમાવી આ જીગરનો ગુલાબ બનીશ્કું લાઇલાજ!
આદમ માલીએ તોરીઊં ગુલ, લુટી મુજની લાજ
કમળ ભમરે ચુંથીઊં, શું કરૂં ઓ કારસાજ!
લુટાયું તનમન, લુટાયાં નખરાં ને નાજ
મુજ સાગરનું આબ ભરી વાદળ ગયું દુરદરાજ.

મોહોબતી ચમનમાંથી નાહડોરે પાછો ફરી
જુદાઇનાં વમલમાં નાખી ગયોરે ગુલછરી.

ફતેહી ફીલલા પર થઈ સવાર, વાહાલો છોડેછે બાણ,
દારૂ પેરે મોહોબત ભરી, મુજપર ટાંકેછે નીશાણ.

સમશેર તું મારી ઓ દીલરૂબા, હું તુજ મીઆન,
આ જીગરમાં વાસો કરી કર મુજની પીછાન.
તજી આ મોહોબતનુ ગ્રહણ, જો દે મુલાકાતનું દાન,
મુજ દરીઆવનુ નીમક ખાઇ કેમ થયોછે બેઇમાન.
મોબતી ચમનમાંથી નાંઠોરે પાછો ફરી,
જુદાઇનાં વમલમાં ડુબારી ગુલછરી.
ખેંચી તેં મુજ હવસની કીસતી મોબતનાં તુફાનમાં,
નાખી ગીઓ અધવચ ફસાવી દરીઆઈ મેદાનમાં.
નથી કોઇ બીજો લુટારો દુનીઆઈ ઇનસાનમાં,
જોઈ ગીઓ સેજ પલંગ આ ફરેસતાઈ એવાનમાં.
ધુંડું આકાશ, ધુંડું જમીન, ધુંડું તુને બીઆબાનમાં,
લાવી બેસાડું ઓ જાન તુને હઇડાનાં ગુલેસતાનમાં.
મોબતી ચમનમાંથી નાંઠોરે પાછો ફરી,
જુદાઇનાં વમલમાં ડુબારી ગુલછરી.



## અંક ૨ જો—દેખાવ ૨ જો.

માહાચીનની સરહદમાં એક શેહેર

એક મોહોલો

વજીર તુફાનજમાન સાધુના પોશાકમાં ઉભેલો દેખાયછે.

**તુફાનજમાન**—જે સાધુનો દેખાવ કરે તેના ઉપર હરગેજ ઇતબાર રાખતોનાં કારણ સાધુનાં લેબાસમાં મોટી અને પેહેલી લુછાઈ કરનારો શેતાન હતો. ફરેસતાઇ રૂપમાં વેર અને કીનાનાં રંગો મોજુદ હતા. કોણ કહી શકશે કે હું શાહજમાનનો વજીર તુફાનજમાન છુ? અરે કોણ પારખી શકશે કે આએ ફુલના ગજરા મીશાલ સુગંધ આપતા ચેહેરાની સાથ સરપનાં ખવાસનું હઇડું છુપાવેલું છે. બાહારથી હું કેવી શોભીતી કેતાબ માલુમ પડુછું પણ તેના પાને પાને કેવું લુછાઈનું લ-

ખાણછે તે કોણને ખબર છે. મતલબને વાસ્તે એક વખત શાહજમાનનાં અદલ રાજમાં મેં અમલ ચલાવીઓછે. હવે વળી મતલબને વાસ્તેજ ચોરોનાં રાજમાં વજીરાત ભોગવુંછું. મારી મોટી મતલબ શાહાજાદાને ખુવાર કરવાની. તેના ચીલજરપીઆ દોસ્ત મરજવાનને ઠાર કરવાની.

કેટલાક ચોરો દાખલ થાયછે:—

**એક ચોર**—કેમ સાધુરાજ આજે કાહાં હમારાં મુબારક પગલાં લઈ જઇએ? એ બાવા મલંગ હમોને ધાસ્તી ઘણી લાગેછે કે રખે કોઈ મુબારક હાથે હમારા મુબારક પગો પર મુબારક બેરી મુબારક થાએ.

**તુફાનજમાન**—તોપછી મારો ઈલમ કાહાં ગીઓછે? કંઈ ખબર રાખોછો? ચાહુંતો આસમાન ફારી તમામ ફરેસતાઈ ફોજ ઘસડી નીચે લાઊં. ચાહુંતો પતાલ ખોદી આખી દુન્યા પાણીમાં ડુબારી મુકું ચાહુંતો તમો માણસ છેવો તેના પથર બનાવી મુકું.

**બીજો ચોર**—(મનમાં) ચોરોને ઘેર આએ પાવન પરાનો કાહાંથી આવી ઉતરીઓ.

**તુફાનજમાન**—અને જો ચાહુંતો તમોને નીહાલ કરૂં. નીહાલ કરવાતો હું બેઠોછું. આજે થશો નીહાલ, આવેછે તમારા ફાંસામાં એક જરદાર માલ; બાદશાહી દમામનીછે તેની ચાલ, મુખરોછે તેનો સુરખીથી લાલમલાલ, પાંથરો પાંથરો ફસમ ફસાની જાલ, પકડો તમારો શીકાર ખુશહાલ, ને કરો તેની જીઆફત હલાલ.

**તીજો ચોર**—જાલ માંડીએ એક જબર, પકડીએ બીલલુ ગબર, લઇએ તેનાં પેટાખાનાની અછી ખબર, મગર હોય તે બબર, હોય જો રોંકડા તેના રાહબર, બતાવો તે ચાન, નથી રેહતી હવે વધુ સબર.

**તુફાનજમાન**—દુરથી આવેછે પેલો બાલીદાનનો શાહાજાદો, હાલ થયોછે તે પાંઉ પીઆદો, મુસાફરીના લબાસમાં દીસેછે એ સાદો, એના એક ખરા રફીક વગર થઇ પડીઓછે બાંડો, અંદરખાને જરથી ભરીઓાચ એનો માદો. ખોદો ખોદો તમારાં તરકટનો ખાડો, નીચે જીઓ એને આડો, કરો એનો ખુરા લવાદો.

**ચોથો ચોર**—નક્કી માલ આવી લાગોછે હજુર, બાવાજી થઈ જાવો તમો દુર, ચહડીછે મને લુટફાટની ચુર, દીશેછે તે કોઈ ખરો શુરવીર શુર, થાકથી થયોછે હાલ હવાલ પુર, લગાવીએ હમારી એના-પર હુરજુર, પણ રખે મળે ચોરને પોટલે ધુરની ધુર.

**તુફાનજમાન**—(મનમાં) ખોટીછે તમારી આશા, અરે કાંહા જોયાછે તમે મારા તરકટના પાસા, ચોરને મલીઆ ચોર ખાસા.

(દુર અનદીઠ ઉભો રહેછે.)

**પેહેલો ચોર**—આવી જાવો આવી જાવો ભુખીઆને સારૂ પેટ ભરી ખોરાક હઈઆં વેચાયછે.

**બીજો ચોર**—પાણી, પાણી, મીઠું અમરત પાણી, તરસીઆને પખાળ ભરી પાણી હઈઆં મળશે.

**તીજો ચોર**—કોઈ થાકેલા મુસાફરને, કોઇ ખોદાના દુખી વાળીને, આસાએસ સુખ, વ કરારનુ બીછાણું હઈઆં મળશે.

**ચોથો ચોર**—નહીં કીધેલી નેકી, નહીં બોલાયલી સચાઇ, નહીં બજાવેલું પરમાણીકપણું હઈઆં વેચાયછે. કોઇ ખરીદ કરેછે? આવી જાવ. (કમર-અલ-જમાન ઉભો રહી સાંભળેછે.)

**કમર-અલ-જમાન**—(મનમાં) આએ શું બાજારછે? વેચવાનો માલતો દેખાતો નથી અને બધા ખાલી હાથે બુમ કેમ મારેછે? અંદર કદાચ બાજાર હશે. બાહાર ઘરાક મેળવવા બેઠા હોશે. હા ભુખ પ્યાસ, થાક ઊંઘ કેવી સાથે ગલબો કરેછે. જેની મને હાલ ઘણીજ જરૂરછે તેજ હાજર થાયછે.

**પેહેલો ચોર**—ફસમ ફસાનો ખોરાક, લુટફાટનુ પાંણી, તરીઆ જટકનુ બીછાણું હઈઆં મફત મળેછે. લેશે તેબી પસતાશે, નહીં લેશે તેબી પસતાશે.

**કમર-અલ-જમાન**—(મનમાં) આએ કોઈ અજબ વેચનારછે. એનુ બોલવું મને ભરકાવેછે જોઇએ તે સાહેબ આવા વખતમાં કેવી રાહ બતાવેછે. એ ભલા મરદો શું આએ બાજારછે. બાજાર હોય તો માલ કાંહાંછે.

**બીજો ચોર**—મુસાફર મરદ અજબ નાં થા; આએ શેહેરમાં બધી ચીજ ગેપ થયલી રહેછે. બધો માલ ગેપ થાયછે. માણસો ગેપ થાય છે. પણ એક બોલે પાછાં હાજર થાયછે. તું જે ખાવાનું માગે તે હાજર કરવાની હમારામાં કળાછે. પણ જાંહાંસુધી ખરીદવા ધારેલા માલનાં પઈસા આગલથી હમો નજર આગલ નથી જોતા તાંહાંસુધી ગેપ માલ હાજર કરવાની કળા હમારાં મગજમાં આવતી નથી.

**કમર-અલ-જમાન**—(મનમાં) આએ તરકટના બાજારમાં કોઈ ચોટટે ખુશહાલ વેચનારા દીસેછે. —— ભાઈઓ હું ગરીબ મુસાફરછુ. કઈક રોજ થયા ભુખો પ્યાસોછુ. જાતે મુફલેસછુ. વાસતે દયા કરી મને ખવાડો. મારી પાસ પઈસા કઈ નથી. હું મેહેનત મજુરી કરી પઈસા મેળવી આપસ તેટલાં તમારાજ પઇસા તમારી આગલ ધરશે કે ખોરાક પેદા કરવાની કળા તમોને ધ્યાનમાં આવે.

**તીજો ચોર**—(મનમાં) વાઉવા સાધુ બાવાએબી કેવા પંચી કાકાનું પાંખરૂ આપણા હાથમાં આપી દીધુછે. નામદાર તો સામણા પઈસા ઓકાવા માગેછે. માથેની પાગરી લઈ જાય તેમાંનો આસામી કોઇછે.

**ચોથો ચોર**—(કમરના આંગપર હાથ ફેરવી) બીચારો થાકે ભુખે કેવો-ગબર માલ-કેવો દુબળો થઇ ગયોછે! મને તારી ઘણી દયા આવેછે કે હમણાંજ-વેતરી નાખું-બધો ખોરાક આપું.

**પેહેલો ચોર**—એ મુસાફર માલે મીરાકીન શું તું એવું કેહછે કે તારી પાસ કંઇજ નથી. જો જો ભુલ ચુકમાં કેથે હાથ નાખી જો કંઈબી નીકલી આવશે. (ગજવાં દાબેછે.)

**કમર**—(આચકો મારી) દુર-દુર-દુર રેહે એ બે અદબ તારો અંદાજો જાલવ.

**બીજો ચોર**—(કેમરને મુક્કી મારી આંટીમારવા જઇ) લે આએ અંદાજો અને સાથે મુક્કો તાજો તાજો.

**કમર**—(એક જોસથી મુકી મારી નીચે પાડેછે) બદકાર ચોર, મોતે ઘેરીઆ હોય તો ફરીથી ઉઠજે.

(બધા ચોરો ગરબર કરેછે. એક ચોર એક મોટો કંદીઓ લાવી કમરનાં મોહોડાંપર ઢાંકી દઈ તેને ગુગલાવી નીચે નાખી તમામ જર જવાહેર તેની પાસથી કાહાડી લેછે તેવોજ બાવા નકલી આવેછે. કમર ગુગલાઇ બુમ મારેછે અને તફરેછે.)

**તુફાનજમાન**—લાવો લાવો મને આપી દેવો અને તમો પોબારા ભરી જાવો. લાવો જલદી નાહાસો નાહાસો સરકારના માણસો દોરી આવેઆં. (ચોરો ધભરાટમાં જરજવાહેર સાધુને આપી નાહાસી જાય છે. સાધુ તરત સંતારી દઈ કેમરના માથાંપરનો કંદીઓ કાહાડી નાખેછે. કેમર જહડપમાં ઉઠી સાધુનો હાથ પકડી લઈ.)

**કમર**—એ ખુનીઓ હવે કાહાં તમો જવાના છેવો? (સાધુને જોઈ અજબ થાયછે.)

**તુફાનજમાન**—એ બેટા શુછે? કોણ ખુની? કોણે તારૂ ખુન કીધું? તું તો સલામત છે. બોલ તું કોણ મરદ છે?

**કમર**—એ બાવા પરેજહગાર, હું આ દેશામાં બેગાનો મરદ છેઊં હમણાજ કેટલાક ચોરોએ મારો તમામ માલ અસબાબ ચોરી લીધોછે ઓ નેક મરદ તેઓનો પટો મેલવી આપ.

**તુફાનજમાન**—બેટા હવે આશા છોડ. તુને કોણે બાસુબા આ મોતનાં શેહેરમાં રવાના કીધો. હઈઆંતો તમામ ચોર લોકોનુ રેહેઠાણ છે. સારૂં થયું કે તારો જીવ નથી લીધો. હઈઆંથી કોઇની પાછું ફરવાની આશા નથી. નાહાસ નાહાસ હજુરબી નહસાયતો નાહાસ. હું ખોદાનો ખાસ નોકરછુ, તે સાથ અતીશ મુફલેસછુ એવું જાણીનેજ મને ચોરોએ ટકવા દીધોછે. હજુરબી નાહાસ નહીતો ચોરો આવી લાગશે તો આપશ બેઉનાં જાન લેશે. જો જો પેલા સામેથી ચોરો આવેછે. નાહાસ જલદી. સીધોજ નાહાસ શેહેર બાહાર નીકલીજા નહીતો મુઓ એમજ જાણ. જો જો નાગી તરવાર લઇ ચોરો દોરીઆ આવેછે. બેટા નાહાસ જેમ નહસાએ તેમ નાહાસ. (કમર ગાભરો બની નાહાસેછે ચોરો દાખલ થાયછે.)

**તુફાન જમાન**—(ચોરોને મોટા ધભરાટથી) અરે ભલા આદમીઓ તમે શું નબોત વાબુ! મેં દેખારીઓ તે એ મરદ નહી.

એ તો આ દેશનાં શાહાનો ખજાંચી નીકલીઓ; શાહની નગદી તમે લુટીછે એ તમામ શીપાઇઓ તમારી પછવાડે દોરાવા હમણાજ ગીઓ. તમે હવે ઠાર મરવાના તમે શું ઓરનું દોર કીધું. સરકારનાં માણસને તે શું છેડવાનાછે? અરે રે!!

**૧ લો ચોર**—(ધભરાઇ) અરેરે હવે શું ઉપાય એ કોઇ ડાવકો લફંગો માણસ અસલથીજ લાગો. બાવા મલંગ હવે શું કરીએ?

**તુફાન જમાન**—(ધ્રુજી) અરેરે મનેબી ભારે ગભરાટ થયોછે. નાહાસો નાહાસો પાસેનાં જંગલમાં જઇ ભરાઈ બેસો. હું આએ લુટેલો ખજાનો પાછો શાહાને આપી સમજાવસ તમારા જાન બચાવસ નાહાસો. (ચોરો ધભરાટમાં નાસેછે.)

ચાલ દોસ્ત તુફાનજમાન તુંબી હવે નાહાસ. તારી એક મતલબતો સરી, હવે લ પાછો અમીરી પોશાક ને જો પેલા મરઝવાનની કસી ખબર લેવાતી હોયતો. બાહોસ શાહાજાદો છુપી લુછાઇથી ઠગાયો. ભારે ઠગો ને ચોરોનાં શાહોને મારી ગુપત બંદાઇથી રમારી નાખ્યા. એક તરફથી કલેજાં વેતરી નાખુંછું, ગલાં ફાસુંછું; અને બીજી તરફથી તરતજ કેવો હસતો ચેહેરો જાહેર કરૂંછું. એતે ખરી લુછાઈ. જારે જોઇએ તારે કેવો નીરદોશ દેખાવ કરૂંછું. નવધાર આંજુની રેલાથી ગાલ ભરી નાખુંછું. બાહોસ પંચીને ભુલાવાના પાણીમાં ડુબાડી દેઉંછુ. એ તે ખરી લુછાઇ. (જતો રહેછે.)

---

## અંક ૨ જો—દેખાવ ૩ જો.

### ચીન દેશ.

શાહાજાદી બેદુરનો મેહેલ-એક ઓરડો.

બેદુરનાં હાથે બેડીછે-દાયાઓ આસપાસ ઇનતેજારીમાં ઉભીછે.

**બેદુર**—હા! ગીઓ! જીવનો દીલદાર ગીઓ! ઓ શોખ લાડકા બેપરવાઇથી મને જુદાઇના બળતા આતસમાં નાખી એકાએક તું કાહાં ગીઓ? અરે તારી બેવારસ બદુરનાં જાનની નગદી લુટી તું

એકલો કાહાં છુપાઈ બેઠો? ઓ માણેકથારી પુનમનાં વરસાદ આ સીપને પીઆસા હોટની છોડી દઈ કીઆ બેગાના દરીઆવમાં મોતી પાકવવા તું ઉતરી પડીઓ! એ મારા દીલની રોશન શાદી રામરાણી તું આ ગમગીન ઝુપડુ છોડી કાહાં ગીઓ? ઓ મારી મોહોબતનાં ચેરાગ જુદાઈનો શીહા પરદોજ જો તું મારા મુખરા ઉપર ધરીઆ કરશે તો કીઆમતને દાહડે તારી માશુકનાં પરવાનાંને શું જવાબ દેશે.

(માથું નાંખી પડેછે.)

**દાયા**—શાહાજાદી, મારી બેદુર, અરે આએ શું હાલ કરી નાખેછે? એ લાડકી પુતરી તારે લીધે તમામ મુલકમાં ગમનાં નગારાં વાગી રહીઆં છે તે તું સાંભળેછે કે નહી? એ નાજ ભરી નાર તારે લીધે સારી દરબાર દીવાની, મેહલ માહેતમ ભરીઓ શાહ સુનો અને રઈએત રંજીદા બનીછે તે તું જોયછે કે નહી? આએ તારા નેહસ્ત દરદનો ઇલાજ કરતાં હજારો મીઠા જાનનાં એલમી તબીબોનો જાન બરબાદ થાયછે તે ઉપર તુને જરાબી રેહેમ આવેછે કે નહીં? મુલક વેરાન થયોછે તેની કંઈ સુધછે કે નહી?

**બેદુર**—જીહાનમમાં ગીઓ તારો મુલક ફના થજો તારી દરબાર-રાજ-તાજ-માલ-અસબાબ-જર-જવાહેર-મને કસાની હવે દરકાર નથી-દરકારછે દીલદારની. દેખાડ મારો તે દોસ્ત-લાવ-લાવ દોસ્ત મારો લાવ નહીતો સારી જીહાનનો જાન લાવઃ—

**દાયા**—શું તારૂ ને મારૂ બેથર લાઉ. આએ તારી સરકસી કાહાડી નાખવાના ઘણાં ઉપાયોછે તેની ખબર રાખેછે કે? હમણાં જો જેર-બંધનાં આરા અવડા સપાટા લીધા હોય તો આએ બધી નાદાન મસ્તી ઉડી જાય- અને આપો આપ તું ઠેકાણે આવે.

**બેદુર**—(ચીરમાં મારવા દોડી) હઈઆં આવ એ શેહેતાનજાદી કે તારા મગજને હું પેહેલાં ઠેકાંણે લાવી મુકું.

(દાયા નાહાસેછે) (બેદુર પાછી માથુ નાખી બેસેછે.)

(એક નોકર તબીબને લઇ દાખલ થાયછે.)

**નોકર**—શાહ સરફરાજનાં હુકમથી આ આલમે ઈલમી તબીબ હઈઆં શાહાજાદીનાં દરદની પીછાન અને એલાજ સારૂ રજુ કરૂંછુ.

**દાયા**—(મનમાં) એ ખોદા! બીચારાને જલદીથી મોતની દરગાહમાં રજુ કરવામાં આવશે.

**તબીબ**—(મનમાં) બચ્ચા દમામમાં ને દમામમાંજ તબીબપણાનુ ડાળ ઘાલીને આયોછે તો ખરો પણ જરા ફસકીઓ તો મરીજ ગીયો હો–અરે પણ હમણાંથીજ ધુજરી છુટેછે. નીમ હકીમ અને કતલે આમ કરવાની વાત–ખબરદાર હીમત રાખ!

**બેદુર**—(તબીબને મીજાજમાંજ જોઈ મનમાં) એ સેકચલી ધુઅરને વલી કાહાંથી પકડી મંગાવીઉ–અરે જોઇએ તો આકાસ વાસી તબીબ કાંએ નહી આવે પણ તે તબીબ વીનાં કોઈ એલાજ બતાવનાર નથી.

**તબીબ**—(મનમાં) બાપરે કેટલો મીજાજ! એનો ઠાઠ માઠ જોઇનેજ મારી છાતી તો દંગ થઈ ગઇછે. અરે મારા જેવા સતરને આખાને આખા ગળી જાએ તેવી એછે તો પછી દરદ કોણનાં બાપનુ લાવે. મારી માફક એનાંબી ઢોંગ લાગેછે–એમજ હોય તો બેઉની જોરી ઠીકજ મલીછે–એ શાહાજાદી મુલકે મહશુર મને જણાવશે કે તુને શું દરદ છે.

**બેદુર**—(મોટે ચીરડાઇ) તારે શું તું તબીબપણું કરવા આવેયોછે કે હજામત? (મશકેરી કરી) શું દરદછે? તારું કપાલછે તારાં ભેજાંનો બીમો કરી મહને બવાડવોછે. સમજ પડી.

**તબીબ**—(મનમાં) ખોદા પનાહમાં રાખે! આએ મીજાજી ભુત કેમ પરવડશે. આવતાના વારમાંજ ડાપુ ભરીઉં. હું હવે મુઓ, હીઆંથી છુટકારો થાય એવું કસુ દીસતું નથી——શાહાજાદી તારી જરા નાર જોવા દેશે.

**બેદુર**—(ઘેલાં ચેરા કાહાડી) નાર! નાર પર જો આર મારે તો ભમરડો થઈ જાએ. મને ભમરડો ફેરવતાં આવડેછે જો. પથરા ફેકતાંબી ઘણું મજેનુ જાંણુછુ—જો–જો–ભમરડાપર પથર લગાવીએ તો લોહી નીકલે ધર ધર ધર–અને માથામાં પથર લગાવીએ તો પાણી નીકલે. ખરી વાત નહીં વારું?

**તબીબ**—(મનમાં) સત્યાનાસ! એતો દીવાની મુઇછે! આએ, હાએ, હવે તો પુરીજ કમબખતી. એનો ઉપાય તો મારી પાસ કંઇજ નથી. મેં ધારીઊં કે એને જેબી દરદ હોશે તે ઉપર ઉટની જરી. હાથીની બુઠી અને વાઘની દુઠી ઘસીને પાવા માંડશ એટલે પીરાજ પતશે. અરે પણ આએ તો આવીને ચોઓ ફસીઓ.

**દાયા**—બેદુર એ સું ઘેલાં કાહાડેછે. તબીબને તારો હાથ આપ.

**બેદુર**—મારો હાથ આપી શું કરૂં? હુંતો દીવાની છું. તુંજ તારો હાથ આપી નીહાલ થઇ જાએ તો કેવું સારૂં. ચાલ તારા નેકા એની સાથ કરી આપું. તારે એમ તારની બોલની વારૂ. વાઉવા કેવી મજેની જોરી થશે. તું બુઢી ઘોરી અને આએ લાલ લગામ કેવી ભપકા ભરેલી લાગશે. (હસેછે.)

**તબીબ**—(મનમાં) છટકામાં ડાકું આવું તો ખરૂં. હવે તો તાલમેલથી છુટી જાઉ તોજ જીવ બચશે-શાહાજાદી તારી બીચારીમાં ઘેલારીની વારી આવીછે તે ઉપર જો મોહોબતની તારી પાઈ હોય તો ચંદરોજમાં તું પરવારી બની જાયે.

**બેદુર**—(ચોકીને મનમાં) હા! મોબતની તારી! એણે દરદનો પટો સોધીઓ ખરો—એ. તબીબ હોરામંદ જો તુંએ હમણા જે પારખ કીધી તે મુઆફક મારી આશા પુરી પાડતો તુને નવાજી નીહાલ કરૂં.

**તબીબ**—(મનમાં ગભરાઇ) મેં શું પારખીઊં!-અરે ઇઆદ આવી જા-અરે જો ઇઆદઆવ, મજાહ પરી જાએ! હું શું બોલીઓ વારૂ-મુઓ હું રફેર બધું ભુલી ગીઓ! પણ મેં તો કઇજ પારખીઉ નથી. મેં તો કઇ ઓરનો દોર અમથોજ ટીકો લગાવીઓ, તેમાંથી એનાં મન ઉપર શું અસર થઈ ખરીજવારૂ? અરે પરખ શું થઇ, મને તો કંઈજ ખબર નથી! મુઓ હું તબીબનો થતો.

**દાયા**—નેકનામ તબીબ બોલ બોલ ફરીથી કેહે, તું શું બોલીઓ વારૂ? તારા બોલવાથી શાહાજાદી ખુરા ખુરા થઈ ગઇછે?

**તબીબ**—(મનમાં ગભરાઇ) અરે ખોદા શું બોલું, કંઇજ થાકતું નથી. કંઈ થાકે તો બોલું કે નહી. એ બાજીતો ગઇ હાથમાંથી હવે

તો નસીબની યારીથી બીજે ઓરંગો મારી જોઉ તેમાથી કંઇ વળશે ખરૂં. અરે જો સુંઠની ધુંઇ સાથ આડાંનાં રસમાં લસનનો છુંદો કરીને ઘણો સરખો તારી આંખ ઉપર બાંધીઓ હોય તો બધું દરદ દફે થઇ જાય.

બેદુર—(છુટી ખુરશી મારી) નીકલ એ નાપાક હેરેમન. શું તું મને છેક દીવાની સમજી મારી મશકરી કરવા હઈઆં આયોછે કે? લાવ દાયા પેલું મારૂ ખંજર કે એ ઠગારાની આંખો ફોડી તે ઉપર એનીજ દવાનો પાટો બાંધુ. મુજી ગુલામ એ તબીબપણું કાહાં શીખી આયો? કાહાડો એને ધકા મારી બાહાર.

તબીબ—(મનમાં) એતો ઉલટો ધાન વલી ગીઓ. આઓ, હાઓ, હું હવે શું કરૂં ધકા મારીનેબી કાહાડી મુકાવે તો સારૂ તોપણ હઇઆં તો આંખ ફોડવાપર, તરણ લાકડે ચહડાવાપર વાત આવીછે.

બેદુર—(મનમાં) એ બાને ખરાબને અમથો નહી જવા દેવો જોઇએ કંઈબી મારા હાથની નીશાની જોઇએ. —— હઈઆં આવ એ ભલા તબીબ જો મારો હાથ જો.

તબીબ—(મનમાં) શુકર! શુકર! ઓ બાવીંદ બચીઓ. મોતના પંજામાં અરધો ફસેલો બંચીઓ. (આગલ જઈ બેદુરનો હાથ લેવા જાયછે તેવીજ બેદુર તબીબને એક મજબુત તમાચો મારી દાંત પાડી લોહી કાહડેછે.) (તબીબ બુમ મારતો દુર જાયછે.)

બેદુર—ચાલ એ ગધા જોઉ તું તબીબછે તો મારાં દેખતાં આઓ દાંત પાછો વલગાવી દે.

(શાહ દાખલ થાયછે. વજીર પાછલ આવેછે.)

શાહ—કેમ આઓ નવા તબીબે કંઈ ઉપાય સોધીઓ?

તબીબ—શાહ તારી બેટીએ આઓ મારા દાંતનો ઉપાય કીધોછે તે પેહલાં જો.

શાહ—એ ઉપરથી સાફ માલુમ પડછે કે તું કોઈ ઠગારોછે. વજીર સેતાબ એને આપણી રાબેતાની સજાએ પોહોંચાડ:—

**તબીબ**--અરે જાંહાંપનાંહ આપે મોહોડાંમાંથી લોહી નીકલેછે તેટલાંતો જરા ફાંસીનો હોકમ મોકુફ રખાવ. એ શાહાજાદી આવા સખત તમાચાએ શું તું નથી ધરાઇ કે આખી આલમનાં તમાચાનો માર મરાવી અજલનો તમાચો ખાવા મોકલેછે? જો કંઇ દયા કર! હું વગર મોહતે મરૂંછુ.

**બેદુર**—જા, જા, કંઈ ફીકર નહીં. આકારાપર જઇ બરોબર તબીબપણું શીખી બેલાસક પાછો આવજે. વાસતે હવડાં તો તાંહાં જા, પછી હું મારી ખાસ નોકરીમાં રાખશ.

**તબીબ**—શાહજાદી માફ કર, હવે ફરીથી તુને મેળવવાની લાલચ નહી કરશ. અરે મારાં ફરજંદો-અરે મારી ઓરત-ઓ મારા દોસ્ત, ભોગ મારા કે દીવાનાનાં રાજમાં નાહેક મારીઓ જાંઉછું. ભોગ મારા ખાનારના. (વજીર ખેંચી લઈ જાયછે.)

**શાહ**—અને ભોગ મારી બાદશાહીનાં કે આબાદ રઇયતના કીમતી જાનો ઘડીની વચ્ચે આ બેટીને લીધે જતા રહેછે. (જાયછે.)

**બેદુર**—અને ભોગ મારા એકબાલના કે મારા ખુદાઈ નુર ખાવીંદથી દુર ટવળતી રાખીછે! (બુમ પાડી એકાએક સામે જોઈ) ઓ આએ તારા શું હાલ! ઓ દીલ લુટનાર આશક તારો તે શતનો ચીતાર હુબેહુ મારી સામું આવી હાલ ઉભોછે! કાંએ કાંએ તારૂં મોહોડું કુમલાવેછે? કેહે કોણ તારા ઉપર શેતમ પાડેછે? કેહે શા સારૂં રડેછે? હું આઉંછું (હંઇથી તંહી દોડેછે) હું તારી મદદે આઉછું. વીજલી પેરે ઉડી આઉંછું. પવન પેરે દોડી આઉંછું. (દોડેછે પાછલ સાહેલીઓ પકડવા દોડેછે.)

**દાયા**—અફસોસ! રે સદ હજાર અફસોસ!

> એશ્કની જાલમાં ફસી બેદુર બેખબર,
> જમાને જાલમ મોહોબતથી મોહી આખર.
> ઓઇઉં જુદાઇમાં, અકલનું બેમુલ રતન,
> રીમન કોઇ નાપાકને થઈછે એ શરણ. [જાયછે.



## અંક ૨ જો—દેખાવ ૪ થો.

### ચીનની સરહદનુ એક જંગલ.

તે મધે એક મોટો પાહાડ.

(કમર-અલ-જમાન નીરાશ થઈ પાહાડને તળીએ બેઠોછે.)

**કમર-અલ-જમાન**—ઓ કાહાં જાઊં? આવા જુલમગાર હાદેસાઓ કાહાંસુધી મારા સર ઉપર ટીંગાયલા રેહેશે. ઓ માશુકે ગુલે ગુલજાર તું કોઈ જીવતી ચીજ હતી કે ખ્યાલી? જો ખ્યાલીજ હોયતો પછી શા કામની? તારી ફીકર જોસતેજે! ઓ મરઝવાન તું કાહાં મને છોડી ભટકેછે? મરઝવાન! જીગરનાં સાથી! જો તારામાં નેકીનો એક કતરેબી હોયતો આવ, અને લે આ નાતવાન તનને તારી બાગે બેહેસ્ત પોહોચાડનારી બગલમાં; આવ-આવ એક માયાલુ ફીરેસ્તા મુઆફક તારી પનાહ ભરી પાંખો ઉરાડતો આવ; અને આ છાતી જે ગમગીનીની ઠંડીથી ચીપલાઈ ગઈછે તેની ઉપર બેસી તારી આશનાઈની ખાલિસ ગરમીથી હુંફાલી બનાવ-ઓ! ગીઓ આરામ! ગીઓ દોસ્ત!! ગીઓ જાન!!!

(કમર જમીન ઉપર સુઈ જાયછે.)

**ગેબી આવાજ**—કમર! કમર-અલ-જમાન! ખાલીદાનનાં શાહાજાદા! નીરાશ થવાનું કંઈ કારણ નથી! તું માણસમાં તવલુદ થયોછે. એવા હાદેસા આદમનાં મનથી કુચ નથી. ઉઠ ઉઠ અને બેધરક ચહડ, આ પાહાડ ઉપર-તારો મારગ સફલ થશે.

**કમર-અલ-જમાન**—(ગભરાઇ આસપાસ જોઇ) એવો આવાજ! મારા નામનીશાન સાથ! શું કોઈ મારી મશકેરી કરેછે? યા મનનાં ખાલી ખ્યાલછે—(પાછો સુઈ જાયછે.)

**ગેબી આવાજ**—એ ગાફેલ, નથી એ મશકરી યા નથી એ ખ્યાલી ચીજ મગર તારી પનાહનો ફીરેસ્તો; ઉઠ અને ચહડી જા આ પાહાડ ઉપર, ઉપર જતાં તુને સીધો મારગ સુજશે. નહીતો જનમ અટવાઈ જશે પણ તું હઈઆથી ખલાસી પામવાનો નથી.

(કમર ચોંકી ઉઠેછે. આસપાસ જોયછે, અજબ થાયછે. પાહાડ ઉપર ચહડેછે અને પાછો ગબરી પડેછે.)

**ગેબી આવાજ**—ફરીથી ચહડ. નાહીમત નાં થા.

(કમર ફરીથી ચહડેછે અને વારેવાર ગબરી પડેછે.)

**કમર**—ઓ તોબાહ! હજુરતો મુજ સફરની પેહેલી પગથીઓપી પોહોંચ્યો નથી તેટલાં ઓ રેહેનુમાં આ ગુનેગાર તન ઉપર કેવાં કેવાં વઘનો પડી ચુકાં. (નીરાસ થઈ બેસી જાયછે.)

**ગેબી આવાજ**—શાહાજાદા ઉઠ, બેઠો શું? જીંદગીમાં માણસની એવીજ ચહડતી પડતી છે. જીંદગીમાં એવીજ કોશીસો કરવાનીછે. જીં-દગીમાં એવાજ પાહાડો ઉપર ચહડવાનું છે; એજ રીતે ગબરી પરવાનું છે. મગર લે તારી જુબાન ઉપર તે સાહેબનું નામ અને ચહડ બે-ધરક-ઉપર ચાલ-શીતાબ-શીતાબ-શીતાબ.

**કમર-અલ-જમાન**—(બેધરક પાહાડપર ચહડી ટોંચપર સલામત આવી) આહા! કેવો રળીઆમણો દેખાવ! ખાલિસ ખુદરતે કેવા રંગ બેરંગી ગાલીચા આસપાસ પાંથરી મુકીઆછે અને આ ઈજા પામેલી ચરામોને ખુશાહાલીથી તર કરવા કેવો હું આ ગંજાવર પેદાસ ઉપર સેલ કરતો ઉભોછું. બધી થાક ભુખ પ્યાસ હઈઆં ભુલી ગીઓછું. મગર હઈઆંથી આગલ રસ્તો કેમ સુજ પડશે. ઓ કેરદેગાર આ તુંફાની તુરંગમાંથી તેરવ. (ગુંઠણ મંડીએ પડી.)

દુખી દુનીઆના દાનાવ દસ્તગીર!
અકલમંદ ઓજનાં આબ અકશીર!
બેવારેસ બંદાઓની બાજુ બાળાતર!
ખીદમતી ખલકનાં ખાવીંદ ખબરદાર!
સીહાઈનાં સાગરમાં સુતે સંધાં સાલ,
વીઘ્નનાં વાદલની વલગતે વરાલ.
પણ પામ્યો પાક પરવરનો પેગામ,
તદબીરથી તુટશે તકદીરી તલેસમ.

(તરત પાહાડનું મથાલું ફાટેછે. અંદર કમર ગરક જાયછે. પાહાડ નાબુદ થઈ એક લીલોતરી ભરેલું મેદાન થઈ જાયછે અને કમર એકલો ઉભેલો દેખાયછે.)

**કમર**—હા! કાહાં ગીઓ તે પાહાડ! તે દેખાવ! તે હાલત! શું કોઈ ખરાજ તલિસમની બલામાં હું પકડાયોછુ! નજરનાં પલકારામાં આએ કેવો ફેરફાર! મગર મારા કદમો હવે ખુલાસાની રાહપર ઉસ્તવારીથી ચાલવા માંડશે. આસપાસ ધુંડુ જોઇએ કઈ વસ્તીની નીશાન જાહેર થાયછે. (કમર એણીમેરથી પેલીમેર ભટકેછે.)

વજીર તુફાન જમાન દાખલ થાયછે:—

**તુફાન જમાન**—મેં હેવે રસતે કમર-અલ-જમાનને મોકલીઓછે કે તે હવે વધારે વાર જીવવા નહી પામશે. ભુખો, પ્યાસો, થાકેલો, હેરાન થયલો, વગર હીકમતે, વગર જરે, વગર મદદે થોડા વખતમાં આ દુન્યા છોડી જવાનો. હાલ એક પીરા તો નજદીક દુર કીધી. હવે બીજી મોટી બલા પેલો મરઝવાન છે પણ મને એકીન છે કે તે ભુલાવાની રાહપર ચાલી કોઇ બીઆબાનમાં નીકલી ગીઓ હોશે તો જરૂર બા જરૂર તે કોઈ દરંદાંનો શીકાર થઈ પડીઓ હોશે. હવે જાણ શાહજમાન પાસ અને આ તરકટી મગજમાંથી કોઈ નવો સાંચો ઉભો કરી છેલા તે શાહાને કચરૂં, અને પછી સુખ વ ચેનથી ખાલીદાનની ખલકતની માલેકી મેલવું.

(પાછલથી મરઝવાન અને શોહીમાન દાખલ થાયછે.)

**મરઝવાન**—(પીઠ ઠોકી) કેમ વજીર મુલક આશકાર, અરે ભારી રંજ ખેંચવાબાદ તું મલીઓ. મગર બોલ જલદી શાહાજાદો કમર કાંહાંછે.

**તુફાનજમાન**—(મનમાં) અરે આએ ગેબી બળા કાહાંથી આવી! તારૂ ખાનુખરાબ થાએ, ભુતની માફક કાહાંથી બરપા થયો! એ મુએલો ખવીસનાં આકારમાં તો આવી નહી ઉભો હોય!

મરઝવાન, ભલા જવાન તું જીવતોછે કે?

(મમતાથી હાથ પકડેછે.)

**શોહીમાન**—(મનમાં) આએ વજીરનો નીરદોશ દેખાવ મને હર ઘડી ભરકાવેછે. બુરાં કરતુકોની નીશાન એની ચશમોમાંજ ગુવાહી આપેછે. મને એનાં ઉપર અસલથીજ મોટો શકછે. રખે શાહાજાદાને કેથે પોંહોંચતો કરી મારા માલેક મરઝવાનની બરગસ્તી લાવવા એ છુપો જમ ફરતો હોય. મગર હું કેવી મારા જાનની સંભાલ લેનારી સાથેજ છું.

**મરઝવાન**—નામદાર વજીર તું તારી નજર આગલ મને જીવતો જોયછે અને એવો સવાલ કેમ પુછે છે.

**તુફાનજમાન**—(મનમાં) કારણ તારી જીંદગી કરતાં તારૂં મોત મને ઘણું પ્યારૂછે–ભલા મરઝવાન શાહની રંજથી મારૂં મગજ બેફામ થઈ ગયુંછે. પેલા તુફાનમાં આવી આપરે બધા ફસીઆ. તું કેહી રાહે નીકલી ગયો, શાહાજાદો કાહાં ગયો, અને હું પોતે કાહાં છું તેની મને સુધ રહી નહી. તમો બંને રફીકોની જીંદગીની ધાસ્તીમાં મારો જાન અધમુવો થઈ ગયોછે. અરે પણ તું સલામત છે એટલે મને મોટી હીમત આવીછે. હવે શાહાજાદાની આપણે ખોળ કરીએ.

**મરઝવાન**—હા વજીર, ખોદાની મેહેર મારા ઉપર ઉતરી કે મારી સાથ આએ ખુબચેહર જવાન બખશી દીધો. હા! એની ઈમાનદારી, એની વફાદારી, એની નેક ચાલની હું શું તારીફ કરૂં? માણસનાં આકારમાં કોઇ આકાસી ફરેસ્તોછે. રાત દાહાડો એણે મારી પાશબાની કીધીછે. એક મરતબે એક સરપે મને દંખાઓ તેનુ ઝેહેર તુરત એ જવાને ચુશી લઇ મારી જીંદગી બચાવીછે. અરે મને સમજ નહી પડતી કે એનો આભાર કેમ વલે. માણસ હોય અને આવો મારી ઉપર મેહેરબાન હોય એવું એક બારગી મનાતુંબી નથી.

**શોહીમાન**—(મનમાં) એ મારાં જીગર તુને શું ખબર છે કે તારી હવે પછીની જાહેર થનાર દીલદાર હરઘડી તારી ચાકરી બજાવવા અધીરી ફરેછે. જારે બધાં મારાં કામોનો ચીતાર તારી હજુર સાથે મુકાશે અને બીજી તરફથી જારે મારૂં નામ જાહેર થશે તારે ઓરત જાત તરફનો તારો ધીકાર નાબુદ થશે અને તારા હઈડાની તીજોરીમાં હું ગોહેરને તું સલામત રાખવા હરઘડી અધીરો રેહેશે.

**તુફાનજમાન**—એનાં દેખાવ ઉપરથીજ એ ખરો એકીનદાર જણાયછે.-(મનમાં) નાપાકજાદા તું કાહાં વચમાં નરીઓ? તું નહી હોતેતો આ બદકાર મરઝવાન લાંબો થઇ સુતો હતે. પણ તારી પેહેલાં ખબર લેઊંછું. એ નવી પીડા કાહાં વચમાં ઉમેરાઇ. કઈ ફીકર નહી. એવાને રમાડી નાખવા મારૂ મગજ ખાલી નથી.

**મરઝવાન**—નામદાર વજીર આપણો મીલાપ શું કામનો? શાહાજાદા વગર તમામ ઝેહેર જેવુંછે.

**તુફાનજમાન**—(મનમાં) બચા તુને તો ખરાં જેહેરનો પ્યાલો પાયો હોય તો બી હું ધરાઊં નહી——મારી મોટી આફત એ છે કે શાહાજાદો ગુમ થયલો મલતો નથી. ખોદાવંદ જો ચાહેતો આપણને પાછો બચશે——મોતનાં થંડા ગારમાથી કેમ પાછો બચશે. જો તેમજ હોય તો મને કેવી મોટી ખુશાહલી.

(કમર દાખલ થાયછે.)

**કમર**—ઓ મરઝવાન! મારા મરઝવાન! (વળગી પડેછે.)

**તુફાનજમાન**—(ધભરાઇ મનમાં) સત્યાનાશ! આએ બે નાગ સાથે પાછા અંતે મલીઆ! તાબાહ મારી બધી કોશીસ આખેર ફોકટ ગઇ.

**કમર**—ઓ દાનાવ વજીર તું કેમ છે? (વળગી પડેછે.)

**શોહીમાન**—(મનમાં) શાહાજાદા તુને ખબર નથી કે તું જાણી જોઈ તારા જેહેરી સરપને પોતાને ગળે વીતાલે છે.

**તુફાનજમાન**—(મનમાં) હા! ચાહુંછું કે આએ વખતે ખંજર હોતે અને એનો સીનો વીંધી નાખતે પણ નહી, તરકટનાં ખંજરે મારવું વધારે મુનાસેબ છે.

**કમર**—(મરઝવાનને ફરીથી વલગી પડી) ઓ જમાને આરાકાર રફીક હવે મારામાં બેશુમાર કુઅત બરપા થયુંછે. અરે હવે કદીબી છુટો ના પડતો નહીં તો મને હવે જીવતો નહીં જોયે. પણ દોસ્ત પેલી પેલી પેલી-મારી માશુક. ઓ તેનો પટો કીઆરે લાગશે. રફીક જાનેમંન રખે તે મારો રાતનો ખાબ હોય; પણ ખાબ હોય તારે આ વીંટી કેમ મારી બદલાય. મને કંઈ સમજ પડતી નથી. પણ

જાંહાંસુધી આપ્યે તારી છાતીમાં તેં મને જગા આપેલીછે તાંહાંસુધી દુન્યાનુ ગમે એવું દુખ હું ધુલ બરાબર ગણુંછું. આપ્યેજ તે છાતી. (ચુમી લેછે અને તેમ કરતાં મરઝવાનની છાતીમાં રાખેલી એક રાખી નીચે પડી જાયછે) હા! શું રાખી! મારી સખી તું સાથ રાખતો હતો કે! નહીં એતો કોઈ ઓરત જણાયછે! દોસ્ત આખર ઓરત ઉપર તું લોભાયો કે? (શોહીમાન બે ધરક આગલ દોડી આવી નજર કરેછે અને બદુરની સખી જોતાંજ સાંત થઈ પાછી હટેછે) મરઝવાન જોવાદે મને; એ કોણુની સખી. અરે શું મને છોડી કોઇ ઓરતને તારો રફીક બનાવીઓછે કે? જોવાદે. (જોતાંજ) કોણ! અરે એજ એજ એજ મારી માશુક! મરઝવાન એજ મારી ગોદમાં સુતેલી પેલી પરીજાદ જેની સોધમાં આપરે નીકલીઆછ! અરે બોલ જલદી, તું એ કાંહાંથી લાયો! ઓ એજ મારો જીવ! (ચુમી લેછે) એજ જીં-દગી! (ચુમી લેછે) હુબેહુ તેજ તેજ, તેજ રોનકબખ્શ ચીતાર! મરઝવાન કેમ બોલતો નથી શીતાબ? અરે તારા હાથમાં એ કેમ આવી? અરે ધીરજ ગુમ થઇછે બોલ જલદી.

**મરઝવાન**—શું! આપ્યેજ તે નાર જેને સારૂં આટલી રંજ ખેંચવી પડેછે? અરે આગલથી કાંઈ નહીં બોલીઓ. ખીલીઉં ખીલીઉં તારૂં નશીબ આએરસ. એ ચીનના શાહાની બેટી બેદુર. એની માનીતી માતા સમાન દાયા મારી માદર છે. હમો બે નાહનપણથી સાથે ઉછ-રેલા છઇએ. મને એ નાર સાથ મોટો મીતરાચારીનો વેહેવારછે. હું એને ખરી બેહન મીશાલ ગણુંછું.

**કમર**—અરે દોસ્ત મરઝવાન! આપ્યે કેવી બાગેબેહેસતની ખબર તું આપેછે. ઓ આ દીલ બાગ બાગ થાયછે. આ જોસ્સો, મોહોબત ભરો જોસ્સો સમાયો નહીં જાતો. હવે શું ઉપાય બતાવેછે.

**મરઝવાન**—હવે ઉપાય શાનો? આજથી એમજ સમજ કે એ નાજનીન તુંને મળી ચુકી. તું એનો માલેક થઈ ચુકો. ચાલ શીતાબ ચીન દેશમાં. તે હવે ઘણું દુર નથી. જતાંવાર તારી હસતી તેહની આગલ જાહેર કરાઉંછું. ચાલ હવે, મારી પોતાથી સબર અખ-તીઆર રાખી શકતી નથી.

**કમર-અલ-જમાન**—નેકનામ વજીર ચાલ, ચાલ, આપણી મુરાદનાં દરખત ઉપર ફુલ આવ્યું, ચાલ શીતાબ.

(જાયછે મરઝવાન તથા શેહીમાન.)

**તુફાનજમાન**—અફસોસ! બધી ધારણા બરહમ થઈ. તમામ કીલો ખુરાબખતીનાં તાલથી કમરને માટે ભાગો. મારા તરકટી ચોકીબાનો આબેરસ ઉંધા પડીઆ. લાંબા લાંબા વખતનો બાંધેલો મારો પાયો એક ઘડીમાં ધસડાઇ ગયો. મારો મારેલો લેખ પલવારમાં તકદીરનાં પાંણીથી ધોવાઈ ગયો. આબેરસ બે સરપો સાથે મલીઆ એટલુંજ નહીં પણ પોતાની મુરાદનું ફળ મેળવી બેઠા. કંઈ મુજાકો નહીં. નાખ પાછી તારાં તુફાનની કીસતી આ હાલ થયલા સ્વચ્છ અને સ્થીર દરીઆવના પાણીમાં, અને તરકટના, તુફાની તુરગનાં, વધનના, દગાના, ઠગાઇના ખરાબા પાછા ઉભા કર અને જાંહાંસુધી એ બે બુરજીગરોની જીંદગી ખતમ નહીં થાએ તાંહાં તુલીક ચુપકીદી અખતીઆર ના કર. (જાયછે.)

---

## અંક ૨ જો—દેખાવ ૫ મો.

### ખાલીદાનનો ટાપુ-એક મોહોલો.

ખંડારી અને કાફર દાખલ થાયછે.

**ખંડારી**—દોસ્ત કાફર આએ જગાએ તો મને હવે જરાખી ચેન મલતી નથી. હુંતો કંટાલી ગયોછું બા.

**કાફર**—અરે મારા જાની જમાલ જારૂ તુંને ચેન નથી મલતી પણ મને આજેજ એક ઉંદર મળી આવ્યોછે. ચાલ તે ઉપર બેશી આપણે બે ઉંદર સ્વાર ચીન જઈએ. ચીનમાં બે સુમાર ચેન મલશે.

**ખંડારી**—કાફર હવે તારા હેવા ઠઠા નથી ચાલવાનાં.

**કાફર**—ઠઠા નહીં ચાલશે તો ઢઢાતો જરૂરજ ચાલશે. દોસ્ત આગલથીજ તુંને ઢઢાનો ભારી શોકછે. (ઢભા મારેછે.)

**ખંદારી**—એ સુવર-એક લપરાક માર—

(કાફર લપરાક મારેછે.) કાંઅે તારૂ મોત છેકજ શુમેછે કે?

**કાફર**—તારૂં માથું ઢભામ્એ ખરૂજ ગુમેછે તેથી તું શું બોલીઓ તેખી વીસરી જાયછે-તેં હમણા નહીં કહીઊ કે એક લપરાક માર-તે મેં મારી. એખી એક તબીએ મને શીખવીઓછે કે જેનું માથું દુખતું હોય તેને એક જોરથી લપરાક મારવી કે તરત તે ઉતરી જશે. હું જાણું તુને તે ખબર હોશે તેથી મારવા ફરમાવીઊ.

**ખંદારી**—બસ બસ છોડી દે તારી ઈતરાઈ, નહીં તો મફતમાં મરી જશે.

**કાફર**—ઈત-રાઈ-સઉ છોરી દેઊ; પણ વળી મને કરીઓ કાંહાં બનાવી દીધો. મારી પાસ ઈટ કાંહાંછે કે છોરૂ. રાઈ? હું કંઈ ગાંધી નથી કે તારા ફરેલા મગજ પર રાઈ મારૂં. મારી પાસ મરી કાંહાંછે કે તે મફતમાં જતાં રેહેશે.

**ખંદારી**—એ બુબખ શું બકેછે શું ઈટ શું? મરી કોણે કહીઆં! આજે મારે બદલે તું ધીચો આવોછે કે એમ-એમ-કેમછે કેમ!

**કાફર**—હા હમણા એક ઉપાય તુને ચેન અપાવાનો ઈઆદ આવોછે. તુને ખબરછે આપણા બે પંચી શૈડા કાંહાં વટાણા વાવી ગીઆંછે? ચીનમાં, ધધા ચીનમાં; વાસતે ચાલ તાંહાં આપણે પોંહોતા પરીએ.

**ખંદારી**—અરે પણ કમરતો મને જબર દમ ભીરાવી ગયોછે કે મારી પાછળ જો આવોછે તો તલવારે તારૂં ડોકુજ ઉરાડી નાખશ. તેનું કેમ? શું આવો આખો માખો મારા જીવનો ધણી, મારા આંગનો માલેક નાહેક મારીઓ જાઊ કે.

**કાફર**—તુને ખબર નથી ડુક્કરનો શું ઉપયોગ? તું ડુક્કર જેવો બનીઓ તો ઘડી ભર મારો કે કોઈનો શોખ થયો તો લાગલો રેહેંસીજ નાખવાનોતો-જો સાંભલ, ફીકર ના રાખ ચીન એક એવો મુલકછે કે જાંહાં તારા જેવા નેકબખતોનો પાર નથી. તે દેશ તમામ નીતીથી ભરપુરછે. દરદનો તો તાંહાં પારજ નથી. પણ તબીબોની તાંહાં મોટી

હુમછે વાસતે આપરે બે તાંહાં જઈ ગાંધી બનીએ અને ગામડી દવા વેચવામાં ગબર થઈએ.

ખંદારી—જાંહાં ગબરજ થવાની વાત હોય તો ચાલ મોતના મોહોડાંમાંબી આવવા તઈઆર છેઉં.

કાફર—પણ ગાંધીનાં વસાંનાંની ખબરછે કે બુબબ જેવા અમ-થોજ કુદા કુદીમાં પરીઆછે?

ખંદારી—અરે બચા જેવા તેવા માબાપનો બેટો નથી. બરો ખબ-રદાર પોરીઓ છેઉં. લાવની કેહેતો હોયતો કકાથી શરૂ થતાં બધાં વસાણા કહી દેઉં.

કાફર—હેં હેં. એટલું બધું પાણીછે તો ચાલ તું કકાથી શરૂ કર હું તુંને બબાથી જવાબ આપરા.

ખંદારી—કકા કરૂ કરીઆતાં ધમાસા બેએદે; હેં કેવું બોલ્યો દોસ્ત?

કાફર—બબા બસબસ, સુનામબ્બી, હીમજીહરદે; કેમ કેવો જવાબ!

ખંદારી—ગગા ગીરની ગરમારો, હોરાઈ જરદે.

કાફર—ઘઘા ઘોડાવજ, બીસ.ાવ, ફરાસ ફાફરે.

ખંદારી—નના નીસોતર, રેવંચી, જીરા, જાલમ જરડે.

કાફર—ચચા ચોપચીની, દરાબ, જેથીમધ, ચીમોરીઆ.

ખંદારી—છછા છોલતી, બાનાપોસા, સાજી અસારીઆ.

કાફર—જજા જમાલગોટા, ગુલન, ગુગર એરીઆ.

ખંદારી—ઝઝા ઝેર કચુર, મેદાલાકરી, બાંપરીઆ.

કાફર—ટટા ટાલિબાદી, સુવા, સનચર બાવાના.

ખંદારી—ઠઠા ઠાસા થાએતો લેવા મીસરી બેદાના.

કાફર—ડડા ડાલે તારીઆ, પછી ફારગટી બાવાના.

ખંદારી—ઢઢા ઢાંક પરેતો કાનમે કાએફર નાખવાના.

કાફર—તતા તુકમીરીઆ, ઇસબગોલ, સંગજીરા.

ખંદારી—થથા થમે, મરોરા, બીરબઈ ગલછે ગોરા.

કાફર—દદા દેવધા, આબાઅરધ, ગઉલા ઇઆ માલા.

ખંદારી—ધધા કાલીજીરી, બેલસાર, એબરા.

**કાફુર**—પપા પીપલ, પીપલીમુર, કપુર કાચલી.
**ખંદારી**—ફફા ફલેંગ, સાલેમ બુટી, સાહા મુસલી.
**કાફુર**—બબા બોર, ગુગલ, ગોખરૂ, સફેદ મુસલી.
**ખંદારી**—ભભા ભીલામા, બરૅાજો, પાસની કલી.
**કાફુર**—મમા મેથી, મીરચા, ગોલી-વાર-શુય-ગોરની.
**ખંદારી**—યયા યંદરજવ, અજમારાઈ અજગંન, ભાવભીરંગ.
**કાફુર**—રરા રગદ, રોઅરા, મરદાઅ શીંગ.
**ખંદારી**—લલા લોબાન, કપુર, કથા, મોરથુથા, ઈંગ.
**કાફુર**—વવા વરીઆલી, જાફરાન, એલાચી, લવંગ.
**ખંદારી**—સસા સુખ સંબંધન, કમર કાળી.
**કાફુર**—શશા શુરીજન, અગર, ગુલાબનુ ફુલ, ગુલેઅરમાની.
**ખંદારી**—હહા હરણ તુટીઆં કઆ કવાલ હએ ચીની.
**કાફુર**—અરે વારે મારા ગાધીરાજ વાતછે અછી શીફતની.
ખખા બોપરા, ખારેક કાંચની.
કરંજ આકરા ધુતુરા એ દવાઈ ગરીબોની.

**ખંદારી**—વાઉવા જરીબુટી સઉ મીલાવી જે આવે તેનાં ગરામાં ઓતાવી દેઉછુ. તું જોતો ખરો મારા કાફર કાફરાવાદી.

(કુદેછે ને નાચેછે.)

**કાફુર**—ખંદારી બચા ખુબ ખીલીઓ. ખર હઈઆથી હવે ખર નહીતો જો બેઉ ખરાજ ખર બની જશું તો દોડવાની તાકત નહી રેહેશે.



## અંક ૨ જો—દેખાવ ૬ ઠો.

### માહાચીન.

શાહાજાદી બેદુરનો મેહેલ.

બેદુર જારી કરતી બેઠીછે. દાયાઓ આગલ ઉભીછે.

**બેદુર**—વાહાલાનાં શેરાન રૂપનો જોયો ખાબમાં ચીતાર,
હાંદેસાનાં દરીઆવમાં ડુબી રહી ઇનતેજાર.
લાવો તુજ મોહોબતી ઇઆદમાં કોહે ગમ,
બેબાખરી બની હું પુકારૂ શેતમ શેતમ.
હેરતમંદ એક નમુન જોયો બેગાના સ્થાનમાં,
ન જોયોતો તું સરખો પારધી સારા વેરાનમાં.
તાતારી તારી ચરામો બનીઆ છે એ તીર,
રાખી નથી શકતી જીગરમાં બેચીર.
દુનીઆમાં તું ખરો ભાયગવંત આદમ,
એડીઉં મુજ મમતા એર તો દેખાડ તારા કદમ.
હું રહીશ્કું તુજબીન ગમગીનીના બુરા ખાબમાં,
છુટકારો કરી મારો, ડુબાડ મોહબતી શરાબમાં.
દુર દેશ જો હોયતો આવરે પ્યારા પીતમ મારા,
ખીલવ મુજ માયાનો ચમન, બની માલી આશકારા.

(અંદર જતી રહેછે.) (કમર દાખલ થાયછે.)

**કમર**—કાહાંછે પેલી દરદી શાહાજાદી-લાવો મારી સામે અને અજમાવો મારા એલમની અસર.

**દાયા**—એ જવાન તબીબ ખોદા ખાતર હઇઆથી જા. ગમે એવો ખુનીબી એક બારગી તારા સર ઉપર જેહેરી ખંજર ઉચકે તો તેનેબી તારી આવી બાહાર ભરી ખુબરૂઈ જોઈ દયા પેદા થાયે.

**કમર**—મારા એલમનુ જોર મારી પાસ એટલું છે કે હું કસાની દરકાર રાખતો નથી.

**દાયા**—અરે તારા જેવા બોલીદરાજ, તે સાથ પોતાનાં ઇલમમાં મુસતાક, આજસુધીમાં ઘણાબી આવી ગીઆ પણ આખેરસ મોતનાં ઠંડા બીછાણામાં આસાએસ લેવા.

**કમર**—મોતના ઠંડા બીછાણા કરતાં માયાને મોહોબતનાં ગરમ બીછાણામાં હું પોતે જલદીથી આરામ લેવશ અને તે તુજ જોશે. મારી દવા ઉપર હું એટલો મુસ્તકીન છુ કે તે આએ શાહાજાદીને વગર જેવે તનદરોસ્ત બનાવવાને મને શક્તીવાન કરશે.

**દાયા**—આટલી તારી શીતાબીથી હું વધારે ફીકરમંદ થાઉછુ કે મોતની શીતાબી તુરતજ તારા ઉપર આવી પડશે.

**કમર**—દાયા મારાં મોત સાથ તુને થોડીજ દરકારછે-લે આએ રૂકો તારી શાહાજાદીને આપ, અને પછી જો કે એની અસર કેવી થાયછે.

**દાયા**—(રૂકો લઇ) જવાન તબીબ તુરત આએ મેહેરાબમાં છુપો થા. દીવાની શાહાજાદી પાછી તુફાન મચાવતી હઇઆ આવેછે.

(બેદુર દાખલ થઈ પોતાનાં તખ્તપર બેસેછે.)

**બેદુર**—(જાણે પોતાના દીલદારને પોતાની પાસે સુતેલો સમજી) નહી ઉઠતો એ શોખ લાડકા? એસ્કનો દીવો તેં મુજ દીલમાં રોશન કીધો, મારી અકલ પરવાનુ થઇ તે ઉપર બળી ગઈ. એ ફુલ ચેહેરનાં તેં પેચ ભરેલા તારા જોલફે કોમરી ઇઆને હોલાની મીશાલે મારાં ગલામાં તોક નાખી? હું જળુછુ અને તુને કસી ખબર નથી? તારી જાગરૂત મુલાકાતનું સરબત જરા મારા મોહોડાં ઉપર મુક, કારણકે મારા હોટ ઉપર જીવ આવી અટકી રહીઓછે. (પછડાઇ પડેછે.)

**કેમર**—(છુપો જોઈ મનમાં) ઓહો, આએ શું? આએ કીઆ જમાનાનો મોજીજો? અરે મારી ચશમો રોશનીથી તર થઈ ગઇછે-વધુ દેખાતું નથી-સીહાઈ પરવડ પણ આએ તેજ મારી આંખોમાં કાલાસ થઈ લાગુછે-અરે મારૂ મગજ ફરેછે. આએ ફીરેસતાને હું કેમ જોઉં.

**દાયા**—શાહાજાદી કોઇ નવો તબીબ તારી મુલાકાતે આયોછે.

**બેદુર**—જીહાનમમાં નાખ તારા તબીબને. અરે સારી જીહાનનાં તબીબો કાંએ નહી રેલમાં ઘસડાઈ જાતા કે ફરીથી તબીબ તબીબ કરી મારૂં માથું દુખવે નહી.

**દાયા**—શાહાજાદી તે ઘણો ખબરદાર છે. સાથે જવાન ગબરૂ છે.

**બેદુર**—જવાન ગબરૂછે તો તુ તેની સાથ નેકા કરી જા કે પીડા પતે.

**દાયા**—અરે પણ તે તુંને વગર જોવે સારી કરવાની હીમત બતાવેછે.

**બેદુર**—વગર જોવે સારૂ કરવાની હીમત બતાવેછે? મને શું દરદ છે કે તે સારૂં કરવા માગેછે?

**દાયા**—શાહાજાદી છેકજ બીજાજ કેમ બોઇદેછે. તુને કઈ દરદ નથી તો તારી બેકરારી દુર કરશે. હઈઆં જો આએ રૂકો તેણે તારે વાસ્તે મોકલીઓછે. એ વાચતાંજ તારા મગજ ઉપર કઈ ખુદાઈ અસર થશે એવું તે તબીબ જણાવેછે. (રૂકો આપેછે.)

**બેદુર**—(બાજુએ જઈ વાંચેછે.)

> "બેકરાર આ જીગર થાયછે તુજબીન પારાપારા,
> નફસ જોઈ ખાબમાં તારો એ માશુક આરાકારા.
> શીફત તુજની ગાવા હાજર છે તારૂ બુલબુલ,
> રાંમરાની ભરા ચમનમાં આજ ખીલીઉછે તે ગુલ."

કાંહાંછે! કાહાંછે એ તબીબ! દાયા બોલાવ, બોલાવ, શેતાબ તે નેકનામને! (કમર તરત બાહાર આવેછે તેને જોતાંજ) કોણ? મારો સાહેબ, મારો માલેક, મારો જાન, મારો મીઠો મીઠો દીલદાર, મારો બોદા. (વળગી પડેછે.)

**દાયા**—ફરીઉં ફરીઉં નશીબ! શાહાજાદી તનદરોસ્ત થઈ! આશા સફલ થઇ! જઈને શાહાને ખબર કરૂં. (દોડી જાયછે.)

**બેદુર**—બેસ બેસ એ મારા જીવના લુટનારા, બેસ મારી પાસ, મારાં તખ્ત ઉપર અને જુદાઇનાં ડાઘ ધોવા-મોહોબતનાં ઘાહા રૂજાવા તારી મીઠી હાજરીની દવાદારૂ શરૂ કર. સાહેલીઓ જાવો, દોડો કોઇ દાહડે નહી પીધેલો શરાબ મારા વાહલાને સારૂ લઈ આવો.

(સહેલીઓ શરાબ લાવી હાજર કરેછે.)

પી, પી, પીતમ પ્યારા પ્રેમનો પાકીજે પ્યાલો.
આપ, આપ આ અબળાને આતુર હવાલો. (બોસો લેછે.)
રાખ, રાખ રાજી, રમત રામરાનીના રાજમાં.
માગુછુ મોહોબત માયા માશુકી મજ લાજમાં.
રાત રડી, રેહેમમાં રમવા રહી રંડાપોભરી.
નાખબર, નીરાસ, નાચાર નનામી, નવરી.
ટવળી ટવળી તેજી તીરે, તલપમાં તરસી. (બોસો લેછે.)
કમબખ્ત કીધીતી કોઈ કાલે, કલેજે કકલી.
મારે મોવત મારા મજનુની મોહબતી માર.
તારા તારે તારછે તઇઆર તેજી તળવાર.
રીજાવી રીજાવી રંગમાં રમાડવા રાખું રસીલો.
હેબત હેબતથી હલાક હું, હોય હસતીથી હતીલો.
લડાવ લડાવ લબ્ઝભરે લાડ લોભીઆ લાલા.
થયા થયા રે ઠંડકના થાર થકોર થકી થાલા.
બાવરી બાવરી બની બીઆબાનમાં બે વારેસ.
લીધો લીધો લજાનાં લોભથી લાલથકી વેસ. (બોસો લેછે.)

**કમર**—(શરાબ આપી.)

પીજા પીજારે મુજ મુલાકાતનો મીઠો શરાબ.
આ ચશમોમાં વરસાવ હવે મેહેર ભરૂ આબ.
રાખી શકતો નથી છુપી જીગરની આશા ભારી.
ભાંજ તે આશા જુલમી, મારી જુદાઈની કતારી.
ઈનસાન હું કમતર, પરી તું આકાશી ગુલનાર.
માગુ માગુછુ રે તું પરી–તું દીલરોબા દીલદાર.
નુરમંદ નુરાની નકસ પર દીપેછે બે તારા રોશન.
તારે તાર તારાં જુલફી મોહી કરૂ આ તન અરપન.
રોશન તારાં રૂપની બનાઉ દરપણ ખાલેશ.
આ ચશમો જોવા અધીરી તારો મમતાઈ વેશ.
ભારીછે તુજ મેહેરબાનગીની ઉતમ બખશેસ.
રસીલી મારીને ખાતરજ છોડીઓ બાપીકો દેશ.

**બેદુર**—એ શુરા, એ શીઆના, એ અકલેપુર શાહાજાદા, એ મોહોબતના, ખુબસુરતીનાં,ભારે ભંડાર. એવા હરફો ના ઓચર-તારા લબ્ઝ ઉપર આવા આજોજી અને નામુરાદના સુખનો છાજતા નથી. અરે જારે તે સાહેબે અપાર બખશીશનો વરસાદ વરસાવી એકદમ બે મીઠામાં મીઠા જાનોને માયાનાં પાણીથી ભીજવી મેલાપનો ખોરસેદ પરકાસતો કીધો તો હવે તે આફ્તાબી કીરણો ગમે એવા બાળી નાખતાં હોય તોપણ તે ખમવા જોઈએ (બગલગીરી કરી) નહીં છોરૂં. નહીં છોરૂં તુને હવે, નહીં ગુજારૂ તુંવન એક પલ નહી રેહું તાજ્નેલ વીનાં કદી એખલી ખુશહાલ હુ બકાવલી વાસ્તે પીજા પીજારૂ આ મીઠો મેલાપનો શરાબ. (બેઉ શરાબ પીએછે.) (શાહા અલ ગાઈઉર દાખલ થાયછે.)

(વજીરો ઉમરાવો પાછલ આવેછે.)

**શાહ ગઈઉરૂ**—બેટી અંતે તારૂં ઝમકતું ગોહેર તુને મલેલું જોઈ ખુશહાલીનો પાર મારામાં રેહેતો નથી.

**બેદુર**—(નમીને) એ પદરે શાહ દસ્તગીર! ખોદાઈ કરામતથી મારા હઈડાંની વીટીનો જાવેદાનનો ઝલકતો હીરો અંતે હાથ લાગો. આએજ આએજ તે બાબનો દીલદાર પદર. કોણ નાજનીન આવા ફરેસતાઈ રૂપનાં આદમને જોઈ હેરાન નહીં રહે!

**શાહ ગઈઉરૂ**—હું બેશક અજબ થાઊંછું કે એ મોજીજા ભરેલો બનાવ કેમ બને. ખરેજ ખુદાઇ નુર ધરાવનાર આએ જવાનછે. એ શીઆન શોકતથી તરબીઅત પામેલા દેખાવના જવાન રબે તારી ઓલાદ ઈઆ નામ આ તારા મેલાપની ખુશહાલીમાં ગમાનો ખાર રેઉ.

**બેદુર**-એની ઓલાદ ગમે એવી હોય. બાપ ઓલાદ સાથ શું તરીકોછે.

**કમર**—એ બાદશાહ જાહાનપનાહ કેબલે આલમ. કંઈ ફીકર ના રાખ. આ મોહોડાની જરીન ડેલીમાં બાદશાહી શોખુનોનાં ગોહેર બેસુમાર ભરેલાછે મગર ખુશહાલીમાં હાલ તરત હું એટલો તો ગરકાવ થઈ ગયોછું કે તે બોલી શકતો નથી. સાંભલ એ નામદાર શાહા હું ખાલીદાનનાં આબાદ મુલકનો શાહાજાદો છેઊં. ખાબમાં મેં જોયો તારી આલમ આરાકાર બેટીનો ચીતાર. હીંઆંસુધી રંજ ખેંચી આયો.

મારી નસલની સાબેતીમાં મારો ખરો રફીક મરઝવાન ને તારી બે-ટીની ખાસ દાયાનો બેટોછે તે ખરી ગુવાઇ આપશે.

ગઇઉરૂ—શોકર શોકર તે ખાવીંદનાં કે આબદાર ઝવાહેર સાથ ઝમકતું ઝવાહેર મલીઉં અને મારા મેહેલને, મારા મુલકને, મારી બાદશાહીને ઝહલેદાર કરી નાખીછે.

(બંનેને શાહ બોસા દઇ બગલમાં પકડે છે.)

વજીર તમામ મુલકમાં શાદી વ શમશાનીનાં નગારાં વજડાવ. આખા શેહેરમાં રાતદાહડો રોશની બરપા કરાવ. આ ખુબીવંત શા-હાજાદાના તમામ રીસાલાને હર્ઈઆં બોલાવ. શમસગરોના મીઠા સરોદો ચાલુ કરાવ. સખાવતનો દરવાજો ખોલાવ. બંદીવાનોને માફી બખ્સ. ખુશાહાલી શીવાએ બીજો કસો દેખાવ હાલ નહી જોઇએ. જા શીતાબ (વજીર જાયછે) (મરજવાન, શોહીમાન, તુફાનજમાન દાખલ થાયછે.)

**તુફાનજમાન**—(મનમાં) હા આએ નાપાકજાદાના નશીબ શું ફરી ગીઆં! હુંતો જેમ એનુ ગલું છટકામાં લાવવાની તજવીજ કરૂછું તેમ એ બુરજીગર તો બુલંદીએ પોહોચતો જાયછે અને હુંતો હાથ ચોલ-તોજ રહી જાઉંછુ. આહા શું આએ શાહાજાદીનું રૂપ છે. એના ગલામાં ઓરવાએલો હીરો કેવો બેમુલ છે. એ ઉપર આપરે કંઈ તરાપ મારીએ. દાવ ફાવવો જોઇએ.

**શાહ ગઇઉરૂ**—ચાલો એ મુબારક કદમના અને બુલંદ તાલેનાં મારા બચાંઓ તમારાં ખાલેસ હઇડાં સાથ તમારા ચાંદી સરખા દસ્ત હું જોરી તમોને એકદમ ખુશાહાલીનાં વરસાદથી ભીજવી નાખુ.

(બંનેનાં હાથ જોરી)

ખોદાઈ કલામોથી જોરૂછુ તમારા આજ દસ્ત,
દાવરની સેતાએસમાં રેજો સદા તમ મસ્ત.
શાહનુમા તમારો તેજ, તેજ ખાવીંદ ખાલેક,
ખરી ખુદાઇ મોહોબતનો તેજ છે માલેક.
જેહાનમાં થજો જાહોજલાલી સાથ આશકાર,
હમેસ એલાહી તખ્ત હજુર બની ખાકસાર.

મનભાવન મારાં તમો નીરદોશ ફરજંદ,
નેક તમારી સોબતમાં હું ખરો હોશમંદ.
સાથે ભેરૂંછું આ બે ચાંદી સમાન જીગર,
થજો માલેક નેકીનાં, લેજો સદા દુખીની ખબર.
સદા મને સોહાવાએ તમ સદગુણીઓનો સાથ,
દાવરી દસ્તગીરી ચાહી જોરૂંછું તમારા હાથ.

(રામરાગરો બંનેની તારીફમાં ગાયછે.)



## અંક ૩ જો—દેખાવ ૧ લો.

### બાદશાહી બાગ—ચીન દેશ.

બેદુરની દાયા અને મરઝવાન દાખલ થાયછે:—

**દાયા**—બેટા કદી આ જાન લે તોબી તુંને હવેતો મારી ચશમો આગલથી જવા નહી દેઉ. માદરની માયા ને ગમગીનીનાં વાદલનું રૂપ આપી, તું એખલાસ ભરીઓ બેટાનો વરસાદ એક વખત દુરદરાજ આકાસમાં ઉતરી ગીઓ, મને ભુખે તરસે, દુકાળમાં, તારી જુદાઇનાં દુકાળમાં તરસી રાખી, હવે નહી તુંને જવા દેઉ. શું મારી માયા ઉપરાંત કોઈ બીજાની માયા કદીબી સરાસરીમાં ચહડી શકે?

**મરઝવાન**—મારી મેહેરબાન, મારી મીઠી, મારી નેકબખ્ત માદર, અલબતાં તારી મમતા કોઇનીબી સાથ સરખાવી શકાએ નહી. મગર દોસ્ત, રફીક, ખુદાઈ કલામનો પેહેલો નમુનો, ખરો દીલદાર, તેની માયા ઘરીભર બધાની માયાને એક કોરે મેલછે. આ ખાલીદાનનો શાહજાદો મારો જાવેદાનનો રફીક મેં શોધીઓ, હવે તેને નહી છોરાએ. તેનાથી છુટું નહી પડાએ.

**દાયા**—તો તું આ મુકામ છોડી જાએ તેની આગમજ એક તેજ કટારની મહને ભેટ આપી જાજે કે તુંને જાહાંસુધી મારી આંખો

તાની તાની હું જોવશ તાહાંસુધી એ કટાર ખામોશ રાખશ. મગર જેવો તારો દેખાવ ગુમ થયો કે આ જીગરમાં તે મીઆન કરશ.

**મરઝવાન**—માદર એ તું શું બેહુંદુ બકેછે. મારી ગેર હાજરીમાં તારી બેટી સમાન આ સાહાજાદી બેદુર તારી ચરામો તર કરનારી કાંહાં ગઇછે.

**દાયા**—ગુમરાહ બેટા હવે એ બેટી નહી શાહની દોલત, નહી મારી, કે નહી આ મુલકની. હવે તે તારા દોસ્તની મોહરદાર થઈ તેની સાથ સેતાબ કુચ કરી જવા તે તઈઆરીમાં છે તેની શું તુંને ખબર નથી?

**મરઝવાન**—જો એવુંજ હોય તો હું તારે સારૂં ગમગીન છેઉં. મગર મારાથી મારા રફીક વગર કદીબી એક ઘડી છુટું નહીં રેહેવાએ. જો તું મને જુલમ પાડી તારી કલાપીટથી પીગલાવી હીંઆં રાખશે તો હું રીબી મરસ. જોઇએ તો પેલા વજીર તુફાનજમાનને પુછ કે હમો બે વચ્ચે કેવો એખલાસછે. હું જરાબી શાહાની રંજમાં એ શાહાજાદાને એખલો મુકનાર નથી.

**દાયા**—હા, એ વજીર કોણછે. દેખાવમાં, અદબ અદામાં, બોલવા ચાલવામાં ઘણોજ પોંહોંચેલો લાગેછે.

**મરઝવાન**—એ દાંનેશમંદ વજીરને ખાલીદાનનાં શાહ શાહજમાને પોતાના બેટાની સાથે રવાના કીધોછે કે તેની તમામ સંભાલ રાખે.

**દાયા**—બસ તારે એ વજીર શાહાજાદાની પુરતી સંભાલ લેવા તઇઆરછે. તુંને હીંઆં રેહેવુંજ પડશે. તારા નેકાહ કરવાની મારી રાતો દીનની જે ખાયસછે તેબી પુરી પડે.

**મરઝવાન**—નેકાહ! છટ, છટ, માદર તુંને કંઈજ ખીઆલ નથી કે નેકાહની બાબત પર મારા કેવા વીચારછે. જનમમાં તું કદી તારા બેટાને કોઇબી ઓરતનો ખાવીંદ થયલો જોનાર નથી તે સાથ તારી પાસે તેને રાખી શકનાર નથી. જા તું જે ચાહે તે કર. (જતો રહેછે.)

**દાયા**—અફસોસ આવા દાનાવ મારા બેટાનું મગજ મુસાફરીના પવને ફેરવીડેછે; પણ હવે એને કેહી રીતે સમજાઉં. જોઇએ પેલા

વજીરથી કંઈ મારૂં કામ સફળ થાયછે. વજીરને મારી એક સેવાની ઘણી અગતછે. જો એ મારૂં આગ્યે કામ બજાવે ઈઆને મારા બેટાને મારી હજુર રાખી જાએ તો એ કેહે તે એને માટે બજાવી લાઊં. (જતી રહેછે.)

(શાહીમાન દાખલ થાયછે.)

**શાહીમાન**—ભારી તુફાનોના દોરમા આફતી ગાજવીજમાં થંડી સેહેકીની શું બીસાદ? તેની કોણ તે વેળા ખુબી પીછાને? તેમ આ મુલકની શાદી રામરાનીનાં પુકારોમાં મારી કોણ દરકાર કરેછે? અરે કોણ જાણેછે કે, હું શાહાજાદી બેદુરનાં મરણ પામેલા કાકાની બેટી છેઊં? કોણને ખબરછે કે હું મરઝવાન ઉપર દીવાની બની મરદના વેશમાં તેની પાછળ પાછળ ભટકુછું? ઓ ઓદા, જારે કમર અને બદુરના દસ્ત સાથે મલેલા મેં જોયા તારે આ જીગરમાં નાશીપાશીની કેવી ફાટ પડીછે! જે જોસા બેદુરની છાતીમાં મોજુદ હતા, તે મારામાં કીએ કાલે રાજ ચલાવશે? ઓ મરઝવાન! ઘાતકી મરઝવાન! તારી દરદીનો ઈલાજ નથી કરતો? જો તારા ગમમાં કોઈબી વખત આ છાતી ફાટશે અને બાલેસ લોહીની નદીમાં ડુબી હું આ જાહાન છોડી જવસ તો તેનો બોજો, કીઆમતનો પસતાવો તાહરીપર રહી જશે. આટલી બધી તારી છુપી તેમજ જાહેર નોકરી બજાવી, બે તરણ મરતબે મારા જાનનાં જોખમે તારો જાન બચાવીઓ, મગર એ ગુમરાહ! એ બેકદર ગાફેલ! તુંને કસો વીચાર આવતોજ નથી કે મારૂં એટલું બધું કરવાનું શું કારણ? તારા એક લાડકા શાહાજાદા દોસ્તની એખલાશીમાં તું ચકચુર થયલો મારી ખુબીની કાજી દરકાર ન કરતાં મને માતર એક વફાદાર નોકરનું નામ આપેછે? પણ કંઈ મુજાકો નહીં. તારેજ મોહોડે વફાદાર માશુકનું નામ નહીં નીકલે તાંહાંસુધી તારો પીછો હું નથી છોડનાર. આ જાનજ તારે વાસ્તે ગીરો મુકેલોછે. (જતી રહેછે.)

[દાયા અને તુફાનજમાન દાખલ થાયછે.

**દાયા**—હા તે હીરો એવો બે કીમતીછે કે તેનો જોરો કોઈબી

મુલકમાં નથી. એ હીરો બેદુરની છાતીમાં ગેબાથી ચોરવાયોછે અને શાહાજાદીનું એવુ ગુમાનછે કે તેમાં મોટી જાદુઇછે. તે હીરો પરીજાદ તરફથી તેણીને ખાબમાં એનાઅત થયલોછે.

**તુફાનજમાન**—જો એ હીરો કોઇબી રીતે તું મારે હવાલે કરે તો જનમ સુધી તારા હેશાન નહી ભુલુ. બલકે તેના બદલામાં તું જેબી માગે જેબી બજાલાવવા ફરમાવે તો બા શરો ચશમથી બજાવી લાઉ.

**દાયા**—મને મોટો શકછે કે મારૂ કામ તું બજાવી શકે!

**તુફાનજમાન**—મેહરબાન દાયા એક વખ્ત તારા મોહોડામાંથી તે કામનું નામ જાહેર કર અને પછી જો કે હું શું નથી કરી શકતો.

**દાયા**—ત્યારે તું કોઇબી ઉપાએથી મારા બેટા મરઝવાનને હઇઆં મારી પાસે રાખી જા. એ તારા શાહજાદા સાથ પાછો ફરવા દીવાનો બની રહીઓછે. જો એટલું કામ તું બજાવે તો પછી પેલો હીરો ચોરવો શું બીસાદમાંછે.

**તુફાનજમાન**—બસ! એતો આખનાં પલકારામાં બજાવી આપશ. જા દાયા જા, તું હીરાની તલાસમાં જા અને પછી જો કે તારો બેટો આપેઆપ તારી પાસ રેહેવા માગેછે કે નહી.

**દાયા**—હું તારૂ હરગેજ હેશાન નહી ભુલશ. (જાયછે)

**તુફાનજમાન**—હા! હવે મારી રંજે જેહમતનો છેડો આવેછે એવું લાગેછે. એના જેવું આપેઆપ ભાયગ બીજું કીઉ બીલસે. મરઝવાન! અરે એને પસરાવી દેતાં કેટલો વાર લાગેછે? મારી બે મતલબ સરેછે. જાદુઇ કરામતનો હીરો હાથ આવેછે જેથી એ બે રાજવંઉસી ફરજંદોને ગેપ કરતાં કઇ વીલમ લાગવાનો નથી. અને બીજુતો આએ બાહોસ પોરીઓ મરઝવાન જેને હું કમરથી દુર રાખવાજ માગુછું તે અપેઆપ બા આબરૂ ઇઝતથી દુર થાયછે.

(કમર દાખલ થાયછે)

**કમર**—અરે મારા વજીર દીલપજીર તું કાહાં ફરેછે? તુને કહાં કાહાં સોધાઉ? ચાલ કાલ દીને આપણો પાછુ ફરવાનો ઇરાદોછે. ચાલ

એક દાહડામાં સરવે સરનજામ તઈઆર કરાવ અને આપ્પે નામીચા મુલકમાં તુને જોવાનું જેબી બાકી રહીઉ હોય તે બેલાસક જોઈ લે.

**તુફાનજમાન**—(મ્હોડું ફીકુ કરીનાખી) અરે શું જોઈ લઊં. જાહાનમમાં ગીઉ જોવાનું?

**કમર**—કેમ નામદાર વજીર તારો ચેહેરો કેમ એટલો કુમલાવેછે. એબલો શું વીચારમાં હતો.

**તુફાનજમાન**—અરે તારા પદરે તાગી પાસબાનીને સારૂ મને સોફીઓ. તારા તનને જરાબી અરચણ થાયતો મારા જેવા સેકડો વજીરોને તારો પદર ધાનીમાં પીલાવી નાખે, તારે હવડાં જારે તારા જાનનીજ ધાસ્તી આવી લાગીછે તારે અંદેશો નહી કરૂં?

**કમર**—મારા જાનની ધાસ્તી! ઓ આપ્પે આરાવંત જીવ ઉપર કોણ તલપી રહીઓછે બોલ સેતાબ.

**તુફાનજમાન**—જે તાહરી મોહબત મેલવવા તલપી રહેલો તુંને રાત દાહાડો ડોલ ઘાલતો જણાયછે તે. તારો જે દોસ્ત થવા નીકલીઓછે તે.

**કમર**—કદી બને નહી. હું કદી માનું નહી.

**તુફાનજમાન**—નહી માને તો સાંધો રસ્તો. રસ્તામાં પેલો સાધુ તુંને મલીઓ હતો તે કોણ! ખબર છે? એ તમારા નામદાર રફીક પેલા ચોરોએ તુંને લુટીઓ તે કોણ શુરા છે? તમારા પંચી દોસ્તનાં રાખેલા માણસો. વધુ શું જાણવા માગેછે.

**કમર**—ઓ ખોદા! તે સાધુ મરઝવાન? અરે એવું કામ એવો માણસ કરી શકે?

**તુફાનજમાન**—અરે એતો કંઈજ નથી. પણ તારા જાન ઉપર હવે તે ધાર લાયાછે તેની કંઈ ખબર?

**કમર**—શું ધાર? અરે બચાવ. તું વના મારો કોણ વાલી. બચાવ એ નીમકહલાલ વજીર.

**તુફાનજમાન**—જો સાંભલ અસલથી આપ્પે શાહાજાદી બેદુર ઉપર એ મરઝવાન ફીદાછે. એનો બાપ એવા હલકા ખાનદાનનાં છોકરા સાથ

પરણાવવાને રાજી નહી હતો તેથી એ લુછાએ તારી દોસ્તી સાંધી, અને તારી સાથે બેદુરને પરણાવી. પછી રાહમાં તુંને કતલ કરી બેદુરને લઇ લેવાનો એણે પકકો ઠરાવ કીધોછે. બોલ હવે શું કેહછે.

**કમર**—ઓ તોબાહ! આવો શેહેતાનજાદો આટલું સુધી આવી દોસ્તીનું ડોળ ઘાલતો હતો?

**તુફાનજમાન**—તું જાણતો નહી કે રખે તું કોઇ બીજી શાહાજાદી સાથ પરણી જાએ એવી ધાસ્તીથી એ તુંને પરણવા મના કરતો હતો જેથી તારા બાપનો ખોફ તારી ઉપર ઉતરીઓ હતો અને તુંને બંદીખાનામાં બંધ કીધો.

**કમર**—ઓ ખરેખર હમણાં જઇ એ નાપેકારનો જાનજ લેઉછું.
(દોડેછે.)

**તુફાનજમાન**—(પકડી લઇ) અરે નહી એટલી ઉતાવલ નહી કરવી. સામો તું ખતા ખાશે. તું તેહને મારે તેની આગમજ છુપા ખંજરે તે તુંને રેહેંસી નાખશે.

**કમર**—તારે શું કરૂં? (નીરાશ થાયછે.)

**તુફાનજમાન**—ઘભરાયછે શાનો; હું કેવો છેઉ. એને આપણે એવું સમજાવીએ કે તારો બાપ શાહજમાન બીજા અમીર ઉમરાવોનાં ભરાવી આપવાથી તેના ઉપર ઘણોજ કફા થયોછે અને ઠરાવ કીધોછે કે એ મરઝવાન જેવો પાછો ફરે તેવો એને કતલ કરવો. એવી ખબર તુંને મલીછે. એવું તું જણાવ અને એને કેહેકે થોરો વખત ખાલીદાનમાં આવવાનું તે મોકુફ રાખે. જરા તાંહાં વાત સમાધાન થશે પછી તુંને બોલાવી લેવરા એવું તું કેહેજે કેમ એ દરૂસ્ત લાગેછે કે નહી!

**કમર**—ઓ બાહોરા વજીર ઘણુજ દુરસ્ત. હું તરત જઇ એવું સમજાઉ.

**તુફાનજમાન**—જો એ ઘણો ચંચલછે બોલીદરાજ ઘણોછે. તુંને કાલાવાલા કરી વખત સર જણાવશે નહી પણ તું તે વખતે પાછી માયાથીજ વાત કરજે અને જેમ તેમ સમજાવી છટકી આવજે. જા શીતાબ, હવે વખત નથી રહીઓ. (શાહાજાદો જાયછે)

**કમર**—ઓ વજીર હું તારો શી રીતે ઉપકાર વાળશ? (જાયછે)

**તુફાનજમાન**—હં! હં! ખરેખર! હવે ઉપકાર માનવાનોજ વખત આયોછે. આજે તાલ ઠીક બેસી ગઇછે. હવે એક તરફથી હું લેઉંછું હાથ પેલો હીરો, અને બીજી તરફથી કમર તથા બેદુરને આડી રાહે લઇ જઇ યાતો કરૂં ઠાર, યાતો બેઉને કંઇ નવીજ શીકુતથી અડડાવી મારી છુટા પાડું અને બીઆબાનમાં રખળતાં મુકી મારો રસ્તો ગુપ-ચુપ માપી જાઉ. વાઉવાજી વાઉવા. ( જાયછે. )



## અંક ૩ જો—દેખાવ ૨ જો.

### ખાલીદાનનાં ટાપુ.

શાહજમાનનો એક બાગ.

**શાહજમાન**—દોસ્તો મારા બેટાના પાછા ફરવાની તમામ આશા નાબુદ થઇછે. ઓ મુજી વજીર તુફાન જમાન તું મારા મીઠા ફળને કાહાં રખડાવેછે? ઓ મારે મનસે તમામ દુન્યાં છતી ચરામોએ સીહાઇછે! કદરદાન બીરાદરો જેમ નુરમંદ ખોરશેદને પોતાના તખ્તપર આવી બેસવાની મને આશાછે તેમ મારા તખ્ત ઉપર મારો ખોરશેદ મારા બેટાની આવી બેસવાની આશા મુદલ નથી. ઓ મારો બેટો ગયો. સાથે આશાના બેમુલ રતન જે આ અંધારા તનને દીપાવતાં હતાં તે ચોરી ગીઓ. અરે હવે એ ખાલી ખોખાને રાખી શું કરૂં. અરે કાહાંછે પેલી રલીઆમણી ખુદરતનો દીલરૂબો દેખાવ! કાહાં ગીઆ પેલા રંગ બેરંગી ગાલીચાના મખમલી મેદાંનો! કાહાં ગુમ થયા પેલા આતશી આસમાન સાથ ગોફતેગો કરતા ગંજાવર પહાડો! કાંહાં છુપો થયો રે પ્યારા બેટાનો નુરમંદ ચેહેરો--તોબાહ—તોબાહ આ જીંદગીપર હજાર દફે તોબાહ!

**દોસ્ત**—એ હમારા સરના તાજ, રઇએતના વાળી, ગરીબોનાં ગુવા-બીઆ, મીસકીનોનાં મુરબી, આટલી બધી ના સબરીનું કસુ કારણ

નથી. જો બેસબરનો શોળો તારા જીગરમાં તું પેદા કરશે તો તે તરત આખા મેહેલમાં, રઇએતમાં, તથા મુલકમાં પથરાશે. રઇએત નાસબર તો ઇનસાફ વ અદાલત બેખબર થાશે, અને બોદા જેવો રાહ બરખી આપણી નાદાની જોઈ આપણને છોડી જશે.

**બીજો વજીર**—એ શાહે કેબલે આલમ તારા દરદની દવા ખુદરતની રમત શીવાએ બીજી હાલ કંઈ નથી. ચાલો આય દીલરૂબા ચમનમાં જઈ તેહની ઠંડી હવાના નાજભરા ફુલોમાં સેહેલ કરીએ કે જેની કરાર આપનારી અસર તારી આશાનો ઝહરો પાછો વેહતો કરી તુને સબુરીનાં આબથી ભીંજવી નાખશે.

**શાહજમાન**—અરે શું કામની તે ઠંડી પવનની લેહેકી. શું કામનો મીઠા ફુલનો મધુર વાસ. એ ફુલો તોડી નાખો. એ લેહેકીમાં જેહેર રેડો કે જેહેરી પવનથી હું મોતને તાબે થાઉ. શીહા રાત પછી રોશન રોજ પાછો આવેછે પણ માહરી ગજબ ભરી રાત પછીનો દહાડો મને નથી દીસતો. એક રૂતુ પછી બીજી રૂતું આવેછે. પણ મારી જીંદગીની રૂતુ શું બંધ થઈ! અરે દીલને બાગબાગ કરનારી બસંત, ઉનાલાનો ગુલે ગુલાબ, શીઆળાનાં રલીઆમણાં બેતરો, મારી બાદશાહીને બોરરંમ બેહેસ્ત બનાવાને બદલે નાપેકાર દોજખ બનાવી દીધુંછે. હેફ! હેફ! કીઆમત તગ હેફ!!

**વજીર**—શોકર પરવરદેગારનાં કરવા મુનાસેબ છે કે મકસદની મંજલે તેરી મતલબનાં કદમ આએરસ પોંહોંચાડે અને બોરા ખબરીનાં આબથી તારી ઉમેદનાં સુકાયલાં ઝાડને તર કરેઃ—

(એક સીપાઈ દાખલ થાયછે)

**એક સીપાઈ**—એ શાહ જાહોજલાલ કદાચ આ રલીઆમણી જગા ઉપર હું ગમીનો જાસુસ ના મનજુર થઇ પડશ—પણ ખબર આફત ભરીછે. શાહ તારા બેટાની સાથ તેની માશુકની શોધમાં હમો ગીઆ હતા પણ માશુક મળી નથી. રાહમાં એક ભારી તોફાન લાગવાથી હમો બધા એક બીજાથી છુટા પડી ગઓ. બામુદત થઇ હું એખલો ભટકતો શાહાજાદાની ઘણીબી બોલ કરતો થાકો. અંતે

નામુરાદી સાથ તારી દરબારનો રસ્તો લીધો. ખબર નહી પડતી કે શાહાજાદો કાંહાં હોશે.

**શાહજમાન**—ઓ આએ ખુશખબરી આવી! બેહતર મારૂ મોત કેમ નહી આવ્યું? બેટા આ જાન કબજ કરી કેમ નહી ગુમ થયો? બેટા આ રાજ તારાજ કરી કેમ નહી નાબુદ થયો? બેટા આ જાહો-જલાલી ફના કરી કેમ છુટો નહી પડીઓ? (તાજ ફેંકીદઇ) બલીઉ એ રાજ. ધુલપડી આ હાકમાઈ પર-નઓત વળીઉ આ બાદશાહીનું. લઉ ફકીરી વેસ. ભતકુછુ દેશપરદેશ. બેટા તારી શોધમાં આએ બુઢાં હાડકાં રગડુંછું. [પડદો પડેછે.

---

## અંક ૩ જો—દેખાવ ૩ જો.

### એક મેદાન ચીનની સરહદ આગળ.

બાદશાહી તંબુ મારેલાછે.

(કમર તથા બદુર તંબુમાં એખલાસથી બેઠાંછે. તુફાનજમાન તંબુની બાહર ફરેછે.)

**તુફાનજમાન**—(મનમાં) મોહબતનાં મોધરામાં લપટાઇ એખ-લાસના ચમનમાં કેવાં બે નાજભરાં બુલબુલો બેઠેલાંછે. પણ કેવાં બે ખબરછે કે તે મોધરાં તલે વેર ભરો ઝેરી શરપ ભરાયલોછે. હાલ નહીતો કોઈ બીજી વખત પણ આએજ રાહમાં એ બેને સફા કરવા વીનાં રેહેનાર નથી. આએજ પેલો જાદુઈ હીરો જોઇએ એનાં નામની કંઇ બુમ પડેછે.

**કમર-અલ-જમાન**—એ ઓદાઇ ખલકનાં ખુદ નમુન ચીતાર, તારી નરઘેસીઆ આઓનાં આકાશી અલંકારે મારી જુબાનથી નીકલેલા શુબનો ફેરવીઆછે. હું ઓરત જાતનો કરડો ધીકારનાર હતો; મગર ઓરતોના ધીકારમાં હું આજ આવી પડીઓછુ.

**તુફાનજમાન**—(મનમાં) તેની સાથ મારા ચકરમાંબી તું આવી પડીઓછે તેની કંઇ ખબર રાખેછે.

**બેદુર**—અરે પણ બધી ઓરતો સાથ મને નાં ભેલી નાંખ. હું કેમ તુને ધીકારસ? અરે જે મારી હઈઆતીનો ખોરાક તેને કેમ ધીકારૂ. હા શું કેઉ આએ તારી ચેતારા શમાન ચશમો એ મહને વેહેંચી નાખીછે. હું અરધી તારી છેઉ–બીજી અરધી મારી છેઉ–નહી તેટલો ભાગબી તારોછે. સરવે તારૂંજછે.

**તુફાનજમાન**—(મનમાં) આ બધું તારૂંછે—એમબી કેહેની કે મારા ગલામાં ઓલવાએલો હીરોબી તારોછે–એની શુધ આવતાં હજુર વારછે.

**કમર–અલ–જમાન**—બેદુર, બુલંદ બખ્ત બેદુર, ખુદરતમાં તું કોઇ અજબ બનાવટ છે નહી તો હું કદીબી તારા ઉપર લોભાઉ નહી. અરે કેવી તહરાની તારી ખુબરૂઇ—અરે આએ તારી ચશમોની ઉપર જડેલી વરસાદની કમાન છે, યા ચાંચી તીરની કમાનછે, યા કેબલેગાહમાં બાંધેલો મેહેરાબછે, યા ખરેખરાં ભવાંછે.

**તુફાનજમાન**—(મનમાં) એ બધુંછે, પણ તમારી સુધ ઠેકાણેછે. ભાઇતો ખુબ લપટાઇ ગીઆછે તહરેવાર આંખોએ જોએછે!

**કમર–અલ–જમાન**–આહા! અરે આ ચેહેરા પર મખમલી બે બેમુલ દડાછે–યા લાલ રંગનાં દાબડાછે, યા યાકુતી બે મોટા લાલછે, યા બાગેબેહસ્તનો ગુલાબછે યા કઆમતની બરી બામદાદછે–યા–ખરેખરા બે રૂખસારછે.

**તુફાનજમાન**—(મનમાં) વા શું ભાઈ બીલીઆછે. અરે જરા વારમાં એ લાલી જઈ સફેદી આવશે તેની ખબરછે.

**કમર–અલ–જમાન**—અરે આએ ખાજા બીદરની ઇસમે આજમ પઢવાની કેરબાઈ લાકડીછે, યા આશકોનાં ગીરેબાન ચાકચાક કરનારો શીકારીછે. આએ શીધાં સરવનું ઝારછે, ઈઆ તારૂં ખરેખરૂં ખાલેસ રૂપેરી તન છે.

**તુફાનજમાન**—(મનમાં) એ સરવનાં ઝાડ ઉપર થોડાવારમાં બરગસ્તીનાં ફળ લાગશે. કંઈ ફીકર નહી.

**બેદુર**—એ દીલદારે ખુશ ચમન તુ કાંએ મને શરમાવેછે. તું આટલી વખાણનાં ફુલોથી મને વધાવી નાખેછે મગર તુંને શું ખબર

છે કે તારૂં તન મારે મનથી એટલું તો તવંગરછે કે માતર તારી બે આંખોનોજ વારસો મને મળે તો મારી પેહેડી દર પેહેડી તે ખજાનો ખુટે નહી.

**તુફાનજમાન**–(મનમાં)હેં હેં દફાંસ હાંકવામાં એકથી એક બાહાદરછે.

**કમર-અલ-જમાન**—અરે જો તારી નજરમાં હું બેમુલો ગંજ છેઉં તો હું એક ઘણાજ ઉંચા, દુન્યામાં જેનો જોરો નહી હોય એવા હીરાનાં આકારમાં બદલાઈ જઈ તારી હંસ સમાન રૂપેરી ગરદનમાં સદા ઓરવાયલો રેહેવશ.

(બેદુરને તરત પોતાના ગલામાંનો હીરો યાદ આવતાં તે તપાસેછે અને નહી દેખાવાથી ધભરાઈ જઈ.)

**બેદુર**—હા! કાંહાં ગીઓ મારો હીરો! ઓ ખોદા કાંહાં ગુમ થઇ મારી મોટામાં મોટી નગદી. ઓ આફત! આફત!! નહીં જોએલી આફત!!! કમર મારા ગલાંનો ખરો હીરો કોઇ ચોરી ગીઉં. અરે તે મને એક પરીની ભેટ હતી. તેનામાં આફતોથી બચાવાની ખાસીયત હતી. ઓ હવે મારૂં અરધું જીવતર રદ થયું. હું મુઈ, મુઇ. મારૂં ખાનું ખરાબ થયું. મારી પુરી બરગસ્તી બેઠી. મારૂં તમામ સુખ હવાની મીસાલ ઉડી ગયું. કમર કોઇબી રીતે એ હીરો પાછો નહીં મલશે તો હું આ જાન કબજ કરશ. તેના વગર મારાથી નહીં જીવાશે. (જીકાઇ નીચે પડેછે.)

**તુફાનજમાન**—(મનમાં) ખડીઆ ખરખર! ખાને ખરાબ! આગ સલગી હો! હવે વધારે ભરકું મુકી પુરોજ દાટવાળું (એક પક્ષી બેદુર તથા કમર જોય તેમ ઉરાડી દેછે.)

**કમર**—એ મારી પરી તું શા સારૂં એટલી ગભરાય છે. એક બારગી તેનો ચોર પાતાલમાં, દરીઆવનાં પેટામાં, આકાસમાં, આગમાં વતીક છુપાયો હોશે તો તાંહાં જઇને તેની ખોલ કરશ અને તારે અસતક કરશ. હું જાઉછું એની ખોલમાં —— અરે પણ પેહેલાં મારા માણસોમાં પુછપરછ કરવી જોઇએ, તુફાનજમાન-વજીર કોઇછે. (વજીર આગલ જાયછે) મેહેરબાન વજીર જોતો—તપાસ

કરતો-મારી બેદુરનો એક બેમુલ હીરો ગુમ થયોછે. જો કોઈ મા-
ણસે તો નથી ચોરીઓ.

**તુફાનજમાન**—અરે તે હીરો હતો કે? અરર ! હમણાજ તંબુમાંથી
એક પક્ષી કંઇ ચાંચમાં લટકતું લઈ ઉડી ગીઉં. અરે ચાલો તેની
સોધમાં જઈએ-અરે પેલું-પેલા ઝાડ પર બેઠુંછે. અરે ઉડી ગીઉં-
બીજા ઝાડપર બેઠું-કમર ચાલ ચાલ. (દોડી જાયછે.)

**કમર**— અરે મેં બી એક પક્ષીને હમણા હઈઆથી ઉડતાં જોયું ખરૂં.
વજીર જલદી દોડ. હું તરત તીર કમાન લઇ પાછલ આયો.

(કમર તીર લઈ દોડી જાયછે.)

**બેદુર**—ઓ લુટાયું મારૂં ધન. લુટાઓ માલ અસબાબ. લુટાઉં
આ તન. લુટાઉં આ મન, આ જીવ. જીંદગી તમામ-ઓ દાયાઓ
જો સરાપ જેવી કોઈબી બલા હોય તો મારા દરદ ભરીઆ સુખન
મારો હીરો ચોરનારને તીરની માફક લાગજો-મીઠું આબ તેને ઝેહેર
જેવું લાગજો-તેના ખાનામાં સદા જંગલી કાટાનું વન પેદા થજો-તેના
બીછાનામાં કાતેલ વીછુ ભરાઈ બેસજો. દોજખબી તેને કદી ઠાર
આપતું ના.

**ઓરત**—એ નીરદોશ નાજ ભરી નાજની જરા ધીરજ અખત્યાર
કર. બબે જન તે હીરાની શોધમાં ગીઆછે. કોઇએ તે ચોરીઓ
નથી મગર એક પક્ષી લઈ ઉડી ગીઉંછે તેની પાછલ કમર તથા
વજીર દોડીઆછે.

**બેદુર**—ઓ તારે તો કંઈ આશાછે; પણ પંખેરૂં કેમ હાથ આવશે.
તેને પકડો-તીર મારો-કાપી નાખો. જાલમાં ફસાવો-દાના ખાવની
લાલચ દેખાડો પણ મારો હીરો પાછો મેલવો. (વજીર દાખલ થાયછે.)

**તુફાનજમાન**—શાહાજાદી હીરોતો પેલા પંખેરાએ ચાંચમાં ધરી-
આછે અને એક ઝાડ ઉપરથી બીજા ઝાડ ઉપર ઉડતું કરેછે અને
આગલ વધેછે હાથમાં આવતું નથી. કમર તેની પાછલજ લાગોછે
અને તારી ચોકાસીને સારૂં મને પાછો મોકલીઓછે.

(એક નફર દાખલ થાયછે.)

**નફર**—શાહાજાદી પેલા પંખેરાની પાછલ હુંખી ગીઆતો તે શેતાબ ઉડેછે. તેની પાછલ કમર દોડેછે. અંતે તે બેઉ કેથે ગુમ થઈ ગીઆંછે. પણ મને તારી ચોકસીને માટે પાછું ફરવું પડયુંછે.

**બેદુર**—એક આફતમાં બીજી આફત ભેલાઈ. મારો દીલદાર સાથે કાંહાં ગુમ થયો. અરે બેહેતર કે પાછો ફરતે. ઓ મારૂં તાલે ખરૂંજ કમબખ્તછે. ઓ આએ બખે ધાહ કેમ સોસાશે. ઓ કોઈ આ જાન કાહાડી લેઓ. હવે બેરાક ખમવાની શકતી નાબુદ થાયછે.

(બેશુધ થઈ પડેછે.)

**તુફાનજમાન**—દાયાઓ, નફરો, લાવો ગુલાબ, છાંટો અતર અને આ શાહાજાદીને શુધમાં લાવો. શું જોયા કરોછો દોડો. હું પાછો પેલા પક્ષીની સોધમાં જાઉંછું. ચાલો જલદી. (બધા ધભરાટમાં હઇથી તહી દોડેછે.) (મનમાં) હવે હું પેલા હોજીજે હઈઆં ઉભો રેહુંતો. હીરો હાથમાં આયો. બે દોસ્તો છુટાં પડીઆ તે સાથ આ બે જો-રામાં વધન આવી લાગું. કમર કોણ જાંણે જંગલોમાં કાંહાં અટ-વાઈ જશે પણ ઠેકાંણું લાગવાનું નથી. હવે શાહાજાદી જોઈએ તો જનમ સુધી હીંઆં પડી રેહે તેમાં મારા બાપનું શું ગીઉં. મારી મતલબ મને મીઠી બા. એ વાત આપરે તો જાણીએ. (જતો રહેછે.)

**શોહીમાની**—માણુસ, કારઅજમુદા માણુસ પોતાની ખામી કદી જોતું નથી. એક ઠગ સારી જીહાનને ઠગી જાયછે, પણ પોતાની પાછળ કેવો મોટો બીજો ઠગ લાગેલો છે તેથી તે આંધલો હોયછે.,

**સાઉ**—ચોર બાદશાહી નગદી પર હાથ મારી આવેછે પણ રસ્તામાં તેજ નગદી તેના ગજવા સાથ ગુમ થાયછે તેની ભાન રા-ખતો નથી. પેલો ખરોજ મુજી તુફાનજમાન ધીમો પણ સાવધ રહી મારી માયાના માલેક મરઝવાનનું અને તેનાં દોસ્ત કમ-રનું અરધુ ખાનું ખરાબ કરી ચુકોછે મગર હજુર ધરાતો નથી. એની પછવાડે હું કેવી જમની માફક લાગી એનાં તમામ તરકટો તપાસી લેઉછુ તેની એને કસી ખબર નથી. શાહાજાદી બેદુરનો હીરો લઈ એ નાહસેછે. જેમ વીલમ લાગશે તેમ એ રાહ માપી જશે

વાસ્તે બેહેતરતો એછેકે એની પાછલ લાગી કઈબી તલાવતથી એનો મારગ રોકી બેશું (જાયછે)

તંબુ ઓલખો થાયછે બેદુર તથા દાયા દેખાયછે.

**બેદુર**—(શુધમાં આવી) દાયા મારા ગલાનો બેમુલ હીરો મલીઓ કે?

**એક ઓરત**—મેહેરબાન મલેકા ચોખંડ તેની શોધમાં માણસો દોડાવીઆછે.

**બેદુર**—દાયા એ હીરો નથી ગુમ થાયો, મગર મારો અરધો જાન નાબુદ થયોછે. અરે પણ મારી સીહા જીંદગીને રોશન કરનારો મારો કમર પાછો ફરીઓ કે નહી?

**ઓરત**—પેલા પંખેરાની પાછલ કોણજાંણે કીઆં બીઆબાનમે નીકલી ગીયો હશે તેની ખબર નથી પડતીઃ—

**બેદુર**—દાયા શું મારી છાતીમાં જડેલો માહાતાબો હીરોબી ગુમ થયો? અરે તારે લઈલ આ બાકી રહેલો અરધો જાન-તોબાહ આસાનાં આસીરવાદબી પોતાનો મીઠાસ મારે માટે મોકલતો નથી-હા!

ઓરતોમાં બેકરાર કોણછે એવી નાર
ઓરવી જીવનો જાન ખેંચેછે દુખ અપાર.
દાળ તોડી ગીઓ કઠીઆરો મુજ ઝાડની
કીમતમાં ભારી ઉધારીતી માયાનાં લાડની.
આ સુખી તન સાથ કીધી મોબત અરપન
રેહમ ચશમથી પુજ્જુછુ તેને રાતો દીન.
કરૂં શું એલાજ લેવા પાછો મારો દીલદાર
રડુ દુખથી, બની બેઅખતીઆર બીમાર.
શેકડો સાલ સુધી મેહેનતમાં મશગુલ
વાહલા જીવ સારૂ કેમ ન કરૂ જીંદગી ધુલ.
હાલ હવાલીનો અવતાર જીવપર છે ભારી
લીધોછે આ વેરા, દુનીયાની આ જેમત સારી.
બેનસીબ હું; કાં જરે આ દુખ જેવું દુખ
હસતીમાં મોબત કરતાં કીઉ જાદા શખ.

નોદર કોઈ બીજો શરાબ જો હોય પીઉ
ને થાઉ ચકચુર. આતુર છું તે ચાખવાને હું.
સુખમાં વસીશું પણ આવેછે કોઈ પાપ આરૂ
ખીસાડવા જે લાયલાજ મન થયુછે દુખીઆરૂ.

(મરઝવાન દાખલ થાયછે.)

**મરઝવાન**—એ પરાંણુ પીઆરી, લાલ લબી, બેહન દીલદાર
કોન લુટી ગીઉ તારા ગુલ રંગી રૂખસાર.
એ કલી મુખી, નાખ અનીઆરી, બેહન મેહેરબાન
કેમ કરી બેઠીછે આજ તારા તનનો ચમન સમસાન.
એ નીરમલ જાની, આઇન પેશાની ગુલરૂખ
કેહે કોણે લુટીઉ જનમનું તારૂ શીરીની સુખ.
એ કસતુર બાલી, ખંજર ભવી, મેહેર વારી
સબબ કેહે બનાવવાનો, આ જીંદગી દુખીઆરી.

**બેદુર**—શીઆન શોકતનાં બીરાદર બે કરાર શબો શામ
રીબશ મુજ વાહાલાં વગર આ જીંદગી તમામ.
નથી દીઠો આજ તક આશા ભરી તે આરામ
મારી જવાનીમાંજ લુટાયોછે દોરનો દમામ.
રાતો દીન ટવલું મેલવવા મારાં ગુલ ફામ
જાવેદાન તક ધરૂં મુખ સનમ માયાની જામ
ન સજાવાર બદગોઇથી થઇ રે બદનામ.

**મરઝવાન**—કાંહાંછે કાંહાંછે મારો કેમર, કાંહાંછે તે દોસ્ત અંમર.
કાંહાંછે મારૂં તન, મન, મારૂં ધન, મારાં દીલની સબર.

**ઓરત**—મેહેરબાન મરઝવાન વમલની બે મોટી રેલમાં શાહાજાદી તણાઇ જાયછે તેમાંથી છોડાવનાર બાહાદુર તરનાર તું વગર બીજો કોઇ રહીઓ નથી. બખતની બુરી યારીથી બેદુરનો પેલો ખાબમાં બખશેશ થયલો હીરો કોઈ પંખેરૂં લઇ ઉડી ગીઉ તેની શોધમાં શાહાજાદો કમર કોણ જાંણે કાહાં ગુમ થયો.

**મરઝવાન**—અને પેલો વજીર તુફાનજમાન કાહાંછે?

**બેદુર**—તે નેક ખસલતનોખી તે બંનેની તલાસમાં ગીઓ.

**મરઝવાન**—નેક ખસલત! ઓ શાહાજાદી તું કેટલી ઠગાયછે- અરે એમ કેહેકે તે બુરા બખતનો કમરનો જમ થઈ તેની પાછલ ગીઓછે. બેદુર એ નાપાક મોટો તરકટબાજ માલમ પડીઓછે. એ નાપેકાર તારા હીરાનો ચોરછે. મારી માદરને સમજાવી તારી ગરદન પરથી ચોરાવી મંગાવનાર તે બુરજીગરછે. તારા રીસાલા સાથ ખાલીદાન આવતો મને અટકાવા કમરને ઉધુંચતું સમજાવનાર એ શેહેતાન છે. એની બધી બદફેલી જાહેર થઈછે. હવે એ બુરા એબલીસનો જાન લીધા વગર હું નથી રેહેનાર.

**બેદુર**—આએ શું હેવાલ? અરે પેલાં પંખેરૂને ઉડી જતાં મેં નજરે જોયું.

**મરઝવાન**—તે ખરૂં; મગર તેની ચાંચમાં તેં હીરો નહી જોયો હોશે. તમો બંને દીલદારોને ભુલાવામા નાખવા એ શેહેતાનનાં બચાએ એવી તાલ કીધીછે અને તે વાશે આગલથી મારી માદરને તેણે જાહેર કીધું હતું.

**બેદુર**—હા! માણસનાં આકારમાં દોજખનો રખેવાલ આપણી પછવાડેજ હતો—ઓ ભાઈ સમાન મરઝવાન ખોદાને ખાતર કમરની શોધમાં જા, નહી તો તે મારા ઉમરાવ દીલનાં માલેકને ફરેબની જાલમાં ફસાવી તે બુરો હેરાન કરશે, એક બારગી જીવ લેવા ચુકશે નહી.

**મરઝવાન**—મારા કોફનો આતસ મને ખામોસી બખસી શકતો નથી. તેનાં ફીતુરી હારને તે આતસમાં બાળી નહી નાખું તાંહાં તુલક આ જીંદગીને રાહાત નહી—શાહાજાદી તું રીસાલો ઉચકી આપણા મુલક તરફ પાછી ફર, તાહાં જવામાં તારી સલામતીછે. હું ભુખા શેરની મીસાલે તે તરકટી લોખડી પાછળ દોડુછું અને તેને લાહી લુહાન કરી તારી ચશમો હજુર ધરૂછું. (જતો રેહેછે)

**બેદુર**—અરે તુંબી રખે ગુમ થાએ તો પછી કોણને ખાતર આ જીંદગી ગુજારસ.

વાદલ રૂપી વધનનો એવોજ દુન્યાઇ ચીતાર,
હાદેસા વગર નથી ચાલનાર ખરો તે પીઆર.
લાગી આગ જીગરમાં, સલગીઓ માયાનો આતસ,
બે મેલાપી જાન વગર સદા અગનીમાં રમશ.
હેતવાસી એ ગમખાર તુ કાહાં ટવલેછે મારા જાન,
ન દેખાતો તું હાલ, તુજ બીન ગુલરૂખ ખરી બેભાંન.
બે જાનની હસતી તારી વસતીમાં રેહેશે સદા,
માટે આવ ઓ પીતમ, થાય ફરજો પ્યારની અદા.
હાજર તુજ શીરીન બીન ફરેછે બે માલુમ કાહાં,
રાહબર તુ મારો કેમ નથી આપતો તાહરી પનાહ.

દાયા સેતાબ કુચનો સરનજામ તઇઆર કરાવ કે મારા બાપીકા મેહેલમાં જઇ બેદાદી અને આફતનું નગારૂ વજાડતી બેસું. (પરદો પડેછે)



## અંક ૪ થો—દેખાવ ૧ લો.

### એક જંગલ.

(શાહીમાન ઉભેલો જણાયછે અને દુરથી તુફાન જમાનને આવતો જોઇ.)

**શાહીમાન**—પેલુ જંગલી બબર કેવૂ આ બીઆબાનમાં પોતાનાં છુપા ફાડી ખાનારા દાંતો કચકચાવતું ચાલીઉ આવેછે. પણ હું તેનો છુપો શીકારી તેની ખબર લેવા કેવો અધીરાઇથી ઉભોછું. પેલો ઝેહેરી અઝદા પોતાના બદબો ભરેલા ફુફારા સાથ કેવો રેલ મારતો આવેછે, પણ હું એક સખ્ત શમશેરે એનાં બે ટુકડા કરી નાખવા કેવી સાહાવધ ઉભીછું. એજ એજ તુફાન જમાન, એજ દુનીઆની દેખીતી એબ માણસનાં આકારમાં એજ જંગલી દરંદુ શીઆન સલુકનાં દેખાવમાં, એજ બદશીકલ જેહેરી બલા, આશાભરીઆ ખુશહાલીની ખુમારમાં પોતાનાં નીચ વેરમાં ચકચુર કેવો ડાળતો ચાલીઓ આવેછે. પણ એ આશા ભંગ કરનાર, એ ખુમાર તોડનાર

હું કેવી તલપ તલપ જીવ સાથ ઉભીછું. હા મરઝવાન, આગ્ગે રંજ તારે સારૂ, એનાં બદલામાં તાહરી મોહબત શીવા મને બીજો કોઈજ ગંજ જોઈતો નથી. (છુપી થાયછે.) (તુફાન જમાન દાખલ થાયછે.)

**તુફાનજમાન**—માણસ જાત એક વખત પોતાના મગજનાં પાટીઆ ઉપર તરકટનો દાવ માડછે તો પછી પોતાના તાલમેલી પાસાઓથી શું રમત નથી રમતો! મારો ચોપટદાવ માર ખાતાં, અફરાંતાં, જીકાતાં અંતે પાર પડેલો લાગેછે. આગ્ગે બે કીમતી ગોહેર હાથમાં આવુંછે એટલે શું જોઈએ? એ ગંજ આપશે. એ મારા બે શીકારનું મીઠું માસ મને આપશે. એ ખાલીદાન ટાપુનું રાજ આપશે. એ દુન્યાનું તાજ આપશે. એ આકારાનુ તખ્ત ચાહશેતો બખશશે.

**શાહીમાન**—(મનમાં) અને એજ દોજખમાં તમોને થોડા વખતમાં સલામત પોહોચાડશે.

**તુફાનજમાન**—એ હીરામાં કોઇ જાદુઇ ખાસીઅતછે. દેવો એના તાબેદારછે પણ તે દેવોને કેમ બોલાંઊં તેની મને સમજ પડતી નથી.

**શાહીમાન**—(મનમાં) તારો મોટો દેવ તારી પાછલજ ઉભોછે તે હવડાં સમજપાડશે.

**તુફાનજમાન**—ખરેજ એ મલીઓ એટલે બસછે. એના ગુણ વખત જવે માલુમ પડીઆ કરશે. પેલો કમરતો કાહાં અટવાઈ મુઓ હશે. પણ ધાસ્તી પેલા ખુરજીગર બચ્ચા મરઝવાનનીછે. તે જો હાથમાં આવેતો ચીરીજ નાખું.

**શાહીમાન**—(મનમાં)અરે તેની આગમજ પોતે કેવી રીતે ચીરાઇ જશે તેની તો બીચારાને ખબરજ નથી.

**તુફાનજમાન**—આગ્ગે વખતે તે નાપાક જાદો જો મને મલે.—(દુરથી મરઝવાનને આવતો જોઇ) હા! કેવો મોજીજો! મારો શીકાર! શુકર જે જોઇએછે તે હાજર! મારૂં બખત ખરૂંજ ખુલંદછે. જે ચાહુંછું તે કરૂંછું એટલુંજ નહી મગર જે માગુંછું તે હાજર થાયછે. એની સામે નહી જાઊં. હીઆં છુપો થાઊં અને શીકૃતથીજ એનો

સીનો વેતરી નાખું. આએ તીણા ખંજરે એનાં લોહીનો દરીઆવ વેહેતો કરૂં અને તેમાં એનેજ ડુબાડી દેઊં. ઓ ખરોજ પેલો મરઝવાન.
(ભરાઇ જાયછે)

**શાહીમાન**—(મનમાં) આ બીઆબાંન જે મને સીહા રાત મીશાલ હતું તાહાં મારો ખોરશીદ ગેબી પરકાશતો થયો. હવે કેવી મને રોશાની મલશે. મારા તનમાં કેવી ગરમ રગો ઉછલશે. આ નાપાક દેવને નાબુદ કરવા કેવી હું બેધરક મારા છુપા પણ દેખીતા વીરાના દેખાવથી ધાસ્તીનાં ગારમાં છુપલાવી દેવશ. અરે પણ રખે આ સરપ એકાએક મારા જાનને દંખે તો તરત એક ઘડીએ તે બે જાન થશે. એની હસતીથી બે જાનની ખરાબીછે. એની નીસતીથી બે જાનની આબાદીછે. આએ વખતે મારી ઇનતેજારી, ઉલટ, આતુરતા અને સંભાલનો કસો પાર નથી. (મરઝવાન દાખલ થાયછે.)

**મરઝવાન**—એ ખાવીંદ, કંઇ એવી મેહેરબાની તું નહી કરે કે મારી મકસદની મંજલે મારી મતલબનાં પગ આએર પોહોચાડે. યા ખોદા ખબરીનાં આબથી મારી ઉમેદનાં સુકાયલાં ઝાડને તર કરે. મારા દરદનું ઝખુન એટલું ભારી છે કે રાતો દીન મને કસું ચેન પડતું નથી.

**તુફાનજમાન**—(મનમાં) ફીકર ના રાખ. હમણાં મોતનાં ઠંડા બીછાનામાં તુને ચેન બખશુંછું.

**શાહીમાન**—(મનમાં) એ મારા રંગીલા મોર, જરા વારમાં તારી રંજનુ જંગલ દુર થશે અને આરામો ચેનનો ચમન બરપા થશે.

**તુફાનજમાન**—(મનમાં) એક દમ દોડી જઇ એનું જીગર વીધી નાખું કે હજુર એના મોતની મોહેતલ આપી કંઇ વધુ જાણી લેઉ.

**શાહીમાન**—(મનમાં) ઓ ખોદા આ શેહેતાન વેરનાં ખડક પર ઉભો રહી ખુનનાં દરીઆવમાં છુપલાવા તલપ તલપ થઈ રહીઓછે. મને વીજલી સમાન ઝડપ બખશજે કે એ બુરા તુફાનને તોરી તુકડે તુકડા કરી નાખું. (તુફાન જમાન ઝડપમાં બાહર નીકલી આવી)

**તુફાનજમાન**—ઓ કેવો મનભાવતો મીલાપ; મરઝવાન આએ કેવું ખુબ! અંતે મારી આશામાં હું પાર પડીઓ. તુને ખબરછે? તારા રફીક કમરની શોધમાં હુ નીકલીઓ હતો?

**મરઝવાન**—(અજબથઇ) હા નાપા—અરે વજીર—નેક મરદ! કાંહાંછે મારો કમર—

**તુફાનજમાન**—ચાલ, ચાલ ખુશહાલ થા. રંજની થાકથી અધમુવો થયલો મેં તેને બેફામ પડેલો શોધી કાહાડીઓછે. પાસે એક ઝુપડી છે તેમાં મેં તેને આસાએસ આપીછે—ચાલ-ચાલ તેની હજુર.

**શોહીમાન**—(મનમાં) જોવું નાપાક કેવી નવી તાલ લગાવેછે.

**મરઝવાન**—અરે પેલો હીરો મલીઓ કે?

**તુફાનજમાન**—હીરો! હજુર મેં તેને પુછીઉં નથી. હજુર તેણે મારી સાથ વાત કીધી નથી. ચાલ ચાલ તેને મદદની ઘણી જરૂરછે.

**મરઝવાન**—હા! આખર મારો કમર, મારો ચુસ્ત રફીક, મારી હસતી, મારી જીંદગી મલી આવીછે. ચાલ વજીર દેખાડ તેને જલદી. (મરઝવાન આગલ ચાલેછે તેની પાછલ તુફાનજમાન ચાલી ખંજર ખેંચેછે તેવીજ શોહીમાન પાછલથી નીકલી આવી તુફાનજમાનને કટલ કરેછે. તુફાન જમાન ચીચારી પાડી જમીન પર પડેછે.)

**તુફાનજમાન**—હા! ખુન ખુન ખુનની તલબમાં આખેર ખુન વાસી થઈ પડીઓ (તફરી પરાણ કાહાડી નાખેછે.)

**મરઝવાન**—હા! ખુન એકાએક ખુન! કોણ! મારા રખેવાલ તું હઈઆં કાહાથી? અરે તેં આએ શું કામ કીધું? આએ નાપાક વજીરનાં હાથમાં ખંજર કેમ આયુ?

**શોહીમાન**—શોકર તે અલાહીનાં કે તારા મોટા જમથી તુને મેં આજે છોડવીઓ. આએ પેલો બુરો વજીર તારો જીવ લેવા તલપી રહેઓ હતો. તું ગમે એવો કોફ ભરીઓ એની શોધમાં નીકલીઓ હતો, લેકીન એની ચાપલોસી ભરી જુબાનથી તું ઠગાઈ જે ઘડી જતી હતી તેમાં એના હાથથી જાનથી બેજાન થનાર હતો. કમર હાથ લાગો નથી. હીરો એ નાપેકારેજ ચોરેલોછે.

**મરઝવાન**—(વળગી પડી) અરે તું કોણછે! ફરેસતો છે, આદમ છે, ખુદાછે! અરે આએ સુધાં કેટલી મરતબે તેં મારો જાન બચા-

વીઓ. કેહે કેહે એ ભેદભરા જવાન તુને મારા જીવ સાથ એટલો શું તાલુકોછે કે મારી પાછલ શાહાનુ છતર ધરતો ફરેછે.

(કોઠી કરેછે.)

**શોહીમાન**—(મનમાં) આ કેવી મીઠી બગળગીરી. મારી અરધી મુરાદ આજે બર આવી ચુકીછે.

**મરઝવાન**—બોલ બોલ. તારા હેરાનનો બદલો નહી વળે એવોછે?

**શોહીમાન**—એકજ હેસાનની તલપીછું. તે હવે પછી જણાશે. મગર આએ હીરો (વજીરનાં ગજવામાથી કાહાડી) આએ તે જીહાન આરાકાર હીરો. (મરઝવાનને આપેછે.)

**મરઝવાન**—આહા! શું જલેહછે. શું રોશન આબછે. શું બેહસતનો ઝળકાટછે. એ ખુદાઈ બખશેરાનાં ઓતમ નમુનાં કેવો તારા દેખાવ ઉપરજ હું ફીદાછેઉ.

(હીરાને ચુમેછે તેવોજ એક દેવ જાહેર થાયછે.)

**દેવ**—હજરતની જનાબમાં કદમ બોસી કરવા હાજર છેઉ. નામવરની શું ફરમાસછે. શું હોકમછે કેહે સેતાબ!

**મરઝવાન**—(ચોંકી) આહા દેવ! અરે તું કોણછે! તું કાહાંથી આયો! તુંને કોણે બોલાવીઓ!!

**દેવ**—એ આદમ આ હીરો હમારા શાહથી ચીનની શાહાજાદીને એનાએત બાબમાં થયલોછે. એની એવી ખાસીઅતછે કે એને બોસો લેતાંજ એની જાદુઇ કરામતથી હમો મદદને સારૂ આવી ઉભા રહીએ છીયે.

**શોહીમાન**—ભલા મરઝવાન ખરેજ એ હીરાની ખાસીઅતછે. એ ખાસીઅત જાણવા આ બુરો મુજી વજીર તલપતો હતો, મગર તેને એ ખુબી ખબર નહી હતી.

**મરઝવાન**—તારે તો એ દેવ કંઈ એવું કર કે આએ ઘડી મારો રફીક કમર મારી હજુર આવી ઉભો રેહે.

**દેવ**—તું જે માગેછે તે હમણા નહી મલશે. તારો આરાનાંવ હઈઆત છે. એક દુરદરાજ મુલકમાં ગીરદેશ હાલતમાં રંજ ખેંચેછે. પણ જો

તું તારી આંખ બંધ કરે તો તુને તારો રફીક દેખાડું. (મરઝવાન તથા શેહીમાન આંખ બંધ કરેછે અને પાછી ઉઘાડતાંજ એક ઘણોજ ખુબસુરત બાગ જોઇ-)

**મરઝવાન**—(ખુશી થઇ જઇ) આહા!

શું ખીલીઓછે આ બેહસ્તનાં ચમનનો બાહાર,
ફુલોની બુઉથી હવા કેવી બનીછે અતરદાર.
શોનેરી જમીન ઉપર ઝમકતાં કોનદન,
બદખશાની માણક સાથ એકીકી ઇમન.
દીલરૂબા બગીચાનો જમરોદી રંગ,
ફીરોજાઇ નેહેરો સાથ ગુલાબી સંગ.
ગુલઅનાર, શમશેરી સોસન-ગુલગુલાબ,
શરમીંદા બને જોઇ તે નુરમંદ આફતાબ.
જોહોકાતી ડાલીઓ પર લટકે દરાખનાં લુમખા,
જુમખીઆ શેતારાઓ બનીઆછે અદેખા.
ગુલલાલા ચલાવેછે ખુદ આતશી મારો,
ભુજાયછે જેમાં ઝમકતો સુકર શેતારો.
માણેકનાં ઝાડપર મોતીનો મધીઓ દેવાર,
જાણે ખોરશીદનાં ઝાડપર શેતારાનો નેસાર.
બુલબુલો ચંદુલો અને રંગીન બાજ
નો નીકલેછે હર પલ મધુર આવાજ.
હવાછે ઓતમ સુગંદ બાગછે ગુલજાર,
કાહાંછે રે મોજુદ મારો કમર દીલદાર.

હવાઈ શાકીઓ હરપલ ખોશબોઇનાં શરાબની શેહેરાઈ લઇ દરએક ગુલને તેમાંથી પાઇ મસતીમાં મસ્ત કરેછે પણ કાહાછે રે મારાં જીગરનું ખાસ ફુલ કે તેને મારા હઇડાંની શીશેઈમાંથી મારી આરજુનો શરાબ નોશ કરાવી બે કામ કરૂં અને બેશુધીમાં તોડી લઉ. ઓ સાહેબે બેનીઆજ સંકટનાં ઉભા દાદરની દરએક ચીકણી શીશી આશાનીથી તેં મારી પાસ પસાર કરાવી મારી મતલબનાં માર પર

લાવી મુકીઓ તો થા પુરોજ મેહેરબાન ને દેખાડ મારી ઉમેદનું દીવાનખાનું કે તેમા જપત કીધેલી અંધકારની દવા આશાનીથી છોડવી જાઉ. એ રફીક ઇયાતો ડુબતો બચાવી બખ્સ મારો ગંજ નહી તો ડુબાડ દુખના સાગરમાં એકદમ. (કમર કામ કરતો દેખાયછે) હા કમર! કમર! ઓ જોતાંજ થઇ છે મારી બલતી આંખો ઠંડીથી ગરક. અરે એવો ખુદાઇ છે ખરી દોસ્તીનો ખુદ નમુન ચીતાર! એ મારા દુન્યાઇ ગંજની તીજોરી ખોલ તરત તારો બાદશાહી ખજાનો અને તારી મીઠી જુબાનનાં ગોહેરોની કંઇ બખશેશ મારા પર કર. (અધીરો પડી કમરને વળગવા જાયછે પણ તાંહાંનો તાંહાંજ ઉભેલો જણાયછે.)

**દેવ**—તારાથી હમણા એકદમ એને નહી મલાશે. વધારે લોભ નાં કર એ જીવતો છે. તનદરોસ્ત છે. બસ એટલું જાણી સંતોસ પકડ.

(તુરત બાગ ગુમ થઇ જાયછે પાછું જંગલ થઇ જાયછે.)

**મરઝવાન**—એ દેવ શા સારૂ તારી અરધી મદદ બખશી. સા સારૂ ખુશહાલીનાં પાણીમાં અરધો ડુબાડીઓ! સા સારૂ આશાનાં વરસાદમાં અરધો ભીંજવીઓ.

**દેવ**—હું નાચાર છેઉ. હમારા સરદારનો એટલોજ હોકમ છે.

**મરઝવાન**—વારૂ એ કમર પોતાની ખરી દીલદાર શાહાજાદી બેદુરને કીઆરે મલશે.

**દેવ**—તે શાહાજાદીને જણાવજે કે જે વેલા તેં બેહેદ ખુશીમાં હોય તે વખતે એ હીરાને બેસો લેજે. તુરત તેનો ખાવીંદ તેની હજુર આવી ઉભો રેહેશે. (દેવ ગુમ થઇ જાયછે.)

**મરઝવાન**—હું ખરા ગાફેલ આદમની પાસબાની કરનાર એ આકાશી ફીરેસતા તારા હેશાનનાં આબમાં તમામ ગરક થયોછું પાછું નીકલવાની તાકાદ નથી કે આવી ભારી તારી બખશેશોનો પારવાલું. ચાલ ચાલ એ દુન્યાઇ ખુશબખ્તી ચાલ તુંને ચીન લઇ જઇ જરૂર બાજરૂર શાહાજાદી હજુર સરફરાજ કરૂં.

**શાહીમાન**—આટલી વખાણો. મને દરોબસ્ત નથી આવતી. ચીનનો દેશ કંઈ દુર નથી. તાહાં જઈ સરફરાજી ભોગવવાની કસી જરૂર નથી. પણ એકવાર જો તારી નજરમાં હું સરફરાજ તારા હાથથી થયો તો પછી મારા મનથી કુલ આલમથી સરફરાજ થયો. મારાં એવાં ભાયગ કાહાં હોયે કે તારાથી હું સરફરાજ થાઊં. (મરઝવાન અજબ થઇ જોયા કરેછે)અજબ નાં થા. મારો ભેદ જાણવાનો વખત હવે ઘણો નજદીક આવી લાગોછે. (હાથ ધરી લઇ જાયછે.)

---

## અંક ૪ થો—દેખાવ ૨ જો.

### શાહાજાદી બેદુરનો મેહેલ.

બેદુર તથા દાયા સુતેલાં જણાયછે.

**બેદુર**—(ચોંકી ઉઠી) કાંહાંછે તે દીલારામ મકાન! અરે કાહાં ગુમ થયો તે ખરાં બેહેસ્તનો નકસ! દાયા ઉઠ, શોધી લાવ-બોઈ બોઈ તે આકાસી મીજલસ બોઈ :— (તુફાન કરેછે)

**દાયા**—(ચોંકી ઉઠી) શું બોયું? એ માહાતાબ પુતલી કેહે જલદી તેં શું બોયું! (મનમાં) તોબાહ રખે પાછું મગજ બોયું હોય!

**બેદુર**—સાંભલ રે

દીલઆરામ, દીલપસંદ, દાનેસમંદ દાયા!
કર કરાર, કરમાએછે આ કમલ કાયા.
થઇછું હાલ હું એક શુભ ખાબથી બીદાર,
બાગે બેહેસ્તનો જેયો તેમાં ખરો ચીતાર.
મલી હતી જાણે એક અપસરા સભા,
બીરાજીતી જાહાં કુલ આકાસી રંભા.
ચાલુ હતો તે વખતે ભારે અતરનો દોર,
મધુર વજનતરોનો ઉઠીઓ તો શોહર.
શીરીન સારંગ, બીન બેમુલ, શુર શીતાર,
બીલીઓ ખુદ ખુદાઇ ગાયનનો બાહાર.

ઉગી હતી એક પરી ખરે પુનમનો ચાન,
થઇ હતી તે રંભા મુજ ઉપર ખરી કુરબાન.
નખરાં ને નાજમાં હતી તે તમામ ગરક,
નાચવાનો હતો તેને બેહદ હરખ.
આ ઉતમ હુનરમાં થઇ તે જાહેર,
પેલી પરીઓમાં પેઠો અદેખો કેહેર.
મોતી માણુકનો થયો તેપર નેસાર,
બાગે બેહેસ્તમાં ચાલી તેની ચકચાર.
તાજુબ થયો આ તમળુઈ આકાશ,
મેહેફીલ પુકારી "સાબાસ ઓ સાબાસ."
મગરૂરને મુસતાક તેણીનું હેશાન,
આયો અવાજ મધુર કે "બદુર જવાન!
ના થાશે ગમગીનીનાં ઘોડાપર સવાર,
ચંદરોજમાં થશે આ જીંદગીથી બરકરાર.
ખાવીંદની ખલકનો ખરો નમુનો,
હસતીનાં હકીમનો અજમતી લુકમો
હઇઆત છે અદબ અદાનો કમરજમાન,
ખુદાઈ ખલક છે તેના નામપર પરેસાન."
કાહાંછે રે દાયા તે ખરો દીલદાર,
કાહાં સુધી તવલસ આવી ખાકસાર.
શું કહું વધુ નથી મુજમા તાકાદ,
તન થશે ધુલ આ જાન બરબાદ.

**દાયા**—બેદુર કેહે હવે કહી રીતે તારૂં મન રીઝવું. તારા મગજમાં ખાલી ખીઆલો ઉભા કરી ખાલી હાદેસામાં હાથે કરી તું આવી પડછે. તુને સમજાવવી ભારી મુશકેલીનું કામછે.

**બેદુર**—પણ હવે નહી થોબાતું. હવે એખલું નહી રેહેવાતું. સજાવારતો હવે એ છે કે મારા હેવા હલાકી ભરા હાલ ઉપર નજર થવી જોઇએ. અરે કમર સદા કાલ સુધી આવી વસવા તેં મારી છાતીનો

મેહેલ ભારે લીધો અને હવે તેને ખાલી પડેલો રેહેવાદેછે તો તે જુનો ખખ થઈ પડીજશે અને તેની કોઈખી નીશાન નહી રેહેશે તો તેનો દોશ સદા તારે સર રેહેશે.

**દાયા**—બેટી તારે ખાતર, તારા સુખનને ખાતરતો તારા નાહાનપણનાં રમતીઆળ તારા ભાઈ સમાન મરઝવાનને મેં તેની શોધમાં મોકલી-ઓછે અને આજે તેને ખરેખર ખોઈ બેઠીછું. એ ડાઘ મારી છાતીપર થોડા જખુન ભરીઓ નથી.

**બેદુર**—અરે એ ભાઈનુ હેરાનતો મારે ખાલિખાલ છે. જો તમામ જમીન સુફેદ કાગજ બને, કુલે દરીઆવનું પાણી કાળી શીહાઈ બને, તમામ દરખતોની ડાળીઓ કલમ બને, અને તેથીખી આવા વફાદાર ભાઇની વખાણ ગાઉં તોખી પુરી નહી પડે.

**દાયા**—એ દીપક મુખની શાહાજાદી તારા કરમની ફજલથી તારૂ મસ્ત મગર તારા એખલાસનાં દરીઆવમાં આવી મલશે, માટે હરગેજ વધુ જારી નાં કર. તે કમાલીઅત ભરેલો શાહાજાદો જો દુન્યાથી ખરેજ મકાન ઉઠાવી ગીઓ હોય તો તું ગમે એટલી ગમીમાં ગીરફતાર થાય તો તુને છાજે.

**બેદુર**—અરે મારી બસંતના બાહારનો ખીલતો રંગજ ઉડી ગયો તો મારા બદંનના ચમનનાં તમામ ફીકા પડી ગયલા ગુલોને જોઈ કાંએ નહી જારી કરૂં? કાંએ નહી બેજાર થાઉં?

[ શોહીમાન દાખલ થાયછે.

**શોહીમાન**—હવે બેજાર થવાનું કસું કારણ નથી. મેહેરબાન દાયા મારો સદાનો સાહેબ તારો બેટો મરઝવાન સહીસલામત આવી પોહો-તોછે, તેની સાથ પેલો હીરો છે.

**બેદુર**—અને મારો કમર!

**શોહીમાન**—કમરની પુરતી ખબર લાયોછે લેકીન તે સાથ નથી.

**બેદુર**—અરે મેં નહી જાણીઉં તું કે ખુરા ખબરનું વાદલ મારા સર પર ઘેરાઈ તેનો દીલ હરખાવનાર વરસાદ વરસાવીઆ વગર ઉતરી જશે. શું કામની એક ખુશખબર સાથે ગમખારીનો ખાર મેલાયો

તો તે ખબરનો ખાલી કેમ નોરા થાય. અરે પણ કાંહાંછે, કાંહાંછે, તે મરઝવાન, કાંહાંછે મારા વાહાલાની ખબરનુ મુબારક પંએર

(જતી રેહેછે.)

**દાયા**—એ ખુબરૂ જવાન, જે મીસાલ બદ માણસો પાછળ બલાનો જમ ફરતો ફરે તે મુઆફક મારા નેકબખ્ત બેટાની પાછલ તું ખુશબખ્તીનો ફીરેસતો સા સારૂ ફરતો ફરેછે. નહી તું ઓરતમાં યા નહી મરદમાં જાહેર થતો. તારો દેખાવ દમામ ભરેલોછે. તારી શીકળ મન હરણછે. બોલ તારો શું ભેદછે.

**શાહીમાન**—એક મીસકીન પુજારી ઝહલેદાર આફ્તાબની સેતાએસનો ભુખો હોય તેમ હું તારા માહાતાબરૂ બેટાની બંદગીનો ભુખો તેની પાછલ ભમતો ફરૂંછું મગર મારો ભેદ હવે થોડા વખતમાં જાહેર થશે. (જતો રહેછે.)

**દાયા**—બેટાની બંદગીનો ભુખો! એટલું બધું હેરાન શું મારા બેટાનું એના ઉપર ઉતરીઉછે કે તેની ઇઆદમાં રાત દાહાડો એ મશગુલ રહેછે. ખુદાઇ ખુદરત અજબછે અને તેનો ભેદ પારખવાની કોઇબી આદમમાં શકતી નથી. (જતી રહેછે.)

## અંક ૪ થો—દેખાવ ૩ જો.

### એક બાગ.

(કમર કામ કરતો જણાયછે. તેની આગલ બાગબાન ઉભોછે.)

**કમર**—અરે બા તું મારૂ મોત લાવવા બેઠોછે કેમ છે કેમ? નહી ખાવાનો ખોરાક આપતો, નહી સુવાનુ બીછાણું આપતો, આખો દાહાડો કામ કરાવી કરાવી ગરદા પેચ કરી નાખેછે તોબી ધરાતો નથી. અરે બા તું કોણછે કોણ? સેતાનછે! પલીદછે? દાકણછે? તું શાનુ મારી પુઠે લાગોછે? (મનમાં) હાએ હાએ આએ જીવતી પીડીમાં કાહા પડીઓ!

(કામ કરેછે.)

**બાગબાન**—(મનમાં)એવા ફરબે ખીલ્લું ફરીથી મારા હાથમાં કાહાથી આવશે. ચોખો ઉપાય એજ કે જવાબજ નહી આપવો. એનું માથુ જોઇએ તો ફેરીઆજ કરેની.

**કમર**—અરે કઈ તારા બાપદાદાનું દેવું લેવું છે કે મારી ઉપર આવી વેઠ પાડેછે? મેં શું તારૂ ઘેર મારીઉ? (મનમાં) નખોત ગીઓ તો જરા હોટબી નહી હીલવતો—(મોટે ચારડાઈ) આ ખવીસ બેહેરો છે કેમ? બોલતો કેમ નથી? સાંભલેછે કે નહી. તોબાહ, તોબાહ ગલે ગાંઠ અને મોહોડે ડુચો આપે તોબી આવું કામ નહી થાયે. (જમીન ખોદેછે.)

**બાગબાન**—(મનમાં) વાઉવા નકી ઈલાજ દેખારી આપીઓ, જારે જાતે પોતે એ મને બેહેરો બનાવેછે તારે બેહેરો બનવામાજ વધુ મજાછે.

**કમર**—અરે તું બેહેરો હોયતો લખતાં વાંચતાં આવરેછે કે? મને ખાવાનું નહી આપશે તો તરત મરી જવશ. હું લખુંછું તે તું વાંચ.

(લાકડાના કટકા પર લખેછે ને બાગબાન આગલ ધરેછે.)

**બાગબાન**—( આંખ વીચી) મને વાચતાં નથી આવડતું.

**કમર**—અરે નખોત ગીઆ તેં આંખ વીચીછે તે કેમ વંચાય, આંખ ખોલની. એટલા વારમાં આધલોબી થઈ ગીઓ કે—અરે આએ કહી તહરાની બલાછે. શું મારો જમ હીઆં આવી ઉભોછે કે કેમ?

(કામ કરેછે)

**બાગબાન**—બેહેરો બાર પીડાને ટાલે. આંધલો આઠસો વઘન વાળે—આપરે હવે બેસીએ, જમીન પઠારે, અને તાજમ તાજા નવાલા ભરીએ. વારે વાઃ—(બેસીને ખાવા માડેછે.)

**કમર**—હા ખોદા કેવી ભુખ લાગીછે. આ શેહેતાન પાંચ બુક પોતે ખાઈ એક મને ખવાડે તો બસછે. (આગલ જઈ) એ મેહે-રબાન બાગબાન થોડું ખાવાનું મનેતો આપ.

**બાગબાન**—(કાન તરફ હાથ ધરી) સંભલાતું નહીં. (ખાવા માડેછે)

**કમર**—(મનમાં) નહી નહી એમ છેડો નહી આવશે. એ ખાને ખરાબનાં બધા ઢોંગછે. હુંબી ઢોંગ કરવાનું મંડાણ માડું તોજ પેટ ભરી જમશ નહી તો ભુખે મરવું પડશે.

**કમર**—(લખીને આખ આગલ ધરી) વારૂ આ વાંચ અને તેનો જવાબ આપ.

(બાગબાન આંખ મીચેછે તેટલા કમર મુગો મુગો ડપાટવા માડેછે. બાગબાન આંખ ઉઘાડી.)

**બાગબાન**—એ લુછા ગુલામ તુને કોણે મારા ખાવાનાને હાથ લગાડવા કહીઉ હતું.

**કમર**—(કાનપર હાથ નાખી) સંભલાતું નથી. હું બેહેરો છેઉં.

(પાછું ખાવા માડેછે.)

**બાગબાન**—(મનમાં) જો મારાં પરાક્રમ મને નડીઆં. નબોત ગીઓ તો કાંન પર હાથ મુકતો જાયછે ને ખાતો જાયછે.

બચા મુકેછે કે નહી. તુને કોણે ખાવાનો હોકમ આપીઓ. તુને કામ છોડી હઇઆં કોણે આવવા કહીઉ.

**કમર**—સંભલાતું નથી જરા મોટે બોલો. કાકા પંચી—(ખાવા માડેછે)

**બાગબાન**—(મનમાં) લુછોતો મારે માથેનો મલીઓ. એના કાકા પંચી હમણા કાહાડુચ્છું——અરે જાયછે કે નહી. (કમર કાનપર હાથ મુકેછે) નહી સમજાતુ? હમણાં સહમજ પડશે.

(એક તમાચો કમરને મારેછે.)

**કમર**—અરે હા સાહેબ હવે સમજાઈઉ. હવે બસ કરૂછુ હવે નહી ખાઉ. માફ કરો. (દુર જઈ બોદેછે.)

**બાગબાન**—(મનમાં) બચાજી બીજી હલકી હલકીજ જમવાનો હોય તો આગલ આવજે.

**કમર**—(મનમાં) જરા પેટ ભરાઇઉ! પણ શું એ મને મારી ફાવી જાએ એથી ચાર ઘણી જોસથી થબરાક નહી લેઉ તાહાં સુધી મુગો નહી બેસું. લુછાનાં ગામમાં લુછાજ થવું જોઇએ——એ મારા મેહેરબાન શેઠ વારૂ ખાધા વગર મારા હાડકાં કેમ ચાલશે.

**બાગબાન**—(મનમાં) વલી માથુ ખાવા આયો. આપણો સેહેલો ઉપાય——(કાન પર હાથ મુકી) સમજાતુ નથી——મોટે બોલ.

(ખાયછે.)

**કમર**—હાથના કીધેલા હમણા હઇડ વગારૂછુ નાપાકજાદ—— સંભલાતુ નહી તો હવડાં કાનનાં બેહેર ઉઘડી જશે. (જોસથી તમાચો મારેછે. બાગબાન ચીરડાઈ ઉભો થઈ વલગી પડી બેઉ મારામારી કરેછે તેવામાં એક દેવ આવી બાગબાનને લાત મુકી મારી કમરને ઊંચકી જાયછે.)

**બાગબાન**—ઓ બાપરે આએ તો કેવો દેવ આયોતો. માણસનાં આકારમાં દેવ! અરે બોદા એતો કફા થયલો હવે મને તોબાહ તોબાહ પાડશે! મારા બાગનું સત્યાનાશ વાલશે! ઓ દેવ રાજ માફ કરજે. લે આવ આવ તારે જોઈએ તે ખાવાનું આપું! મારા બાગનાં મીઠા મીઠા ફળ આપુ! સારાં સારાં ફુલ આપુ! ઓ કોઈ આવોરે હાએ હાએ મારૂ શું થશે. દેવ રાજનાં કોફમાં આવી પડીઓ. હવે કોઈ બચાવો બચાવો મને બચાવો. (નાહાસેછે.)



## અંક ૪ થો—દેખાવ ૪ થો.

### એક શરાબ ખાનું.

શાહીમાન દાખલ થાયછે.

**શાહીમાન**—લાંબા વખત સુધી ગમગીનીમાં પડી રહેલાં માણસોની ઓટ બદલાઈ જારે ખુશહાલીની ભરતી થાયછે, તારે તે એવી જોસ ભરી થાયછે કે તેઓના અકલનાં મજબુત પાહડોને ખેચી લઈ જાયછે યા ડુબારી દેછે. મારો મોજીલો મરઝવાન પેલો બદુરનો હીરો પાછો મેલવી એટલો રંગીલો બની ગીઓછે કે હાલ તે કેવા મકાનમાં, કેવી જગાએ, આવી ફસેછે તેની કસી દરકાર રાખતો નથી. આએ મકાન લલચાવનારૂછે, મગર જાનની હાંણી કરનારૂછે. હઈઆં વસ્તાં માણસો ગલાં કાપુછે. એમાનો એક મારી મોબતનાં માલિકને ફસાવી હઇઆં ખેંચી લાવવા દોડીઓછે, પણ હું કેવો સાહાયાનો ફીરેસતો તેની પાછલનો પાછલ ભટકતો ફરૂછું. મરઝવાન હઈઆં આવી પોહોચે તેટલાં હું સેતાબ જઈ એ વાતની શાહાજાદી

બદુરને જાણ કર. તથા શાહાનો હોકમ લઇ હઇઆં છુપા સીપાઇઓ લાવી ઉભા રાખું કે એ શેહેતાનોને ફાવતાં અટકાવવાને બની આવે.

(જતી રહેછે.) (ખંડારી અને કાફર દાખલ થાયછે.)

**કાફર**—કેમ ખાને ખરાબ ખંડારી આઆ શરાબખાનાંની કેવી મજાહ!

**ખંડારી**—એ કાલે માહોડનાં કાફર મજાહની શું વાત પુછેછે. હઇઆં પગ મુકીઓછે તારનો શરાબનાં પીપમાં માથુ ખોશી પડી રહીઓછું. અરે પણ એ પોદરે શેહેતાન આઆ તારો ચીન દેશ કે? હઇઆંતો તમામ ચોટે ખુશાલ વાજુંછે! ઘેરે ઘેર અફીણીઓ ઝોંકા ખાયછે; કોઈ જોઊંછુ તો ગટર માપેછે, કોઇ પલીદ જેવા બાળ લાંમબા કરી ધુણતો, કોઈ ચતાપાટ જમીન સાથ વાત કરતો, કોઇ કાદવને બગલગીરી કરતો, કોઈ ધુરમાં ગલાલ ભરતો, કોઈ હસતો, કોઇ રડતો, તહરેવાર ઢોંગનું બજાર મચાવી મુકીઊંછે. અરે વારે બચા કાફર તું મને કીઆં કાફરસથાનમાં લઈ આયો.

**કાફર**—અરે તું પણ કાહાં કોરડાછે. તારા મોહોડામાંથી એવો અતરનો બેહેકાટ નીકલેછે કે મારૂં નાખ ફારી નાખેછે. વાઊવા કેવો મારો બાહધર! કેવો ચકચુર! કેવો નાજ અદાથી ડોકાં હીલાવેછે! કેમ ખંડારી હઇઆનો વેપાર પસંદ આવેછે કે?

**ખંડારી**—વેપાર! હઇઆના જેવો વેપારતો જનમમાં નથી જોયો! દહાડાનાં ચોવીસ કલાક હઇઆં એવી ઉઠલપાઠલ થાયછે કે તેનો પારજ નહીં. હઇઆં એક એવો કુઓછે કે જેમાં જે આવેછે તે ગરક થઇ જાયછે. કાલે આપણા સાથીઓએ એક ગારૂ ભરાએ તેટલી અફીણીઓની જરરીન જુતી પસરાવી. કોઇએ અવરે, તો કોઇએ સવરે, હાથે પાગરીઓ તફરાવી. હાથે મુકેલું પગે ખેંચી લઇ ગયા. દોસ્ત હઇઆંતો નીહાલ થવાનો ધંધો ચાલેછે, પણ આએ લુછા મેજબાનોને તાંહાં આપરે ચોટા મેમાનો કેમ પરવરશું.

**કાફર**—તું મુગો મુગો જોયા કર, તારા બાપનુ શું નખોત વલીઊ? પેટ ભરીને ખાવાનુ અને દમ બાંધી પીચવાનુ તુંને મલેછે પછી શાની ગરજ.

**ભંડારી**—અરે પણ તુંજ વીચાર કર કે એકબારગી આપણા હાથમાં કાતર જો આપો હોય તો આમતે રડી આપણે ગજવાં વેતરી ખાઇએ; પણ હઇવાં તો એવા પંચી રાજાઓ મલીઆછે કે માણસોનાં માણસો ગરપા ગરપ કરી જાએ.

**કાફર**—ચાલ વારૂં નહીતો સુજમાં બંને ભુખા મરશું; પેલી નામીચા ખાનાની મેજ મંડાઇછે જો જરા વાર લાગશે તો બધી વાણી ગરક થાશે ને તું રફેર સાથ હું દફેર મોહોડું જોતા રહી જશ.

**ભંડારી**—ચાલતો મારા વાહાલા; શરાબે અંદર જઇ એવી ગબરડી રમવા માંડીછે કે ફરબે બીલાડી અને ઊંદરોપર હાથ નહી નાખશ તાંહાં તલક કસું ચેન પડનાર નથી. (દોડી જાયછે.)

(ચાર પાંચ ચોરો દાખલ થાયછે જેઓ પેલા શરાબ ખાનાનાં માલેકોછે.)

(શોહીમાન દાખલ થાયછે.)

**એક ચોર**—અરે બા આએ વેપાર કેમ પરવરે? આવો લખલુટ ખરચ કેમ ચાલશે! કોંઇબી ફરબે બીલલુ આજ લાંબી મુદત થઇ હાથ લાગો નથી તારે મારાં કપાળમાંથી તમારાં હોજરાં ભરૂં.

**બીજો ચોર**—મારા મગજમાં એવો વીચાર આવેછે કે આવા કરકા કરકીનાં વખતમાં આપણેજ ગજવામાં હાથ નાખીએ અને જે પેટાખાનુ જબર માલથી ભરપુરછે તે ખાલી કરીએ. કેમ દોસ્તો બોલીઆ નહી.

**તીજો ચોર**—શું મોટી અકલ ખરચી જો! દીવાળીઓ વેપાર કરાવેછે? બા મારી પાસ કઇ મળે નહી. મારી પર આશા બાધતા નાં હુ તો તમો ખવારોછે તે ખાઊંછુ. આપણે તો બા નાગા પુરા છઇએ.

**ચોથો ચોર**—ખરેખર શું અકલ દોરાવીછે. એના મગજમાં એવો વીચાર આવેછે! (મનમાં) પણ મને હઇયાંથી સબગુલ થઇ જવાની પોઆસ લાગીછે નહી તો સાથે મને બી વેતરાવુ પડશે.

**પાચમો ચોર**—અરે કોઇ નક્કી બીલલુ નહી શું મળે? એમ જો હારી ખાઇએ તો આએ દુન્યામાં આશકાર થયલી પેહેડી કેમ ચાલશે.

**શાહીમાન**—(મનમાં)આએ સીહા ફાંસીગરો જોયા. સારી જીહાનમાં ગલાં કાપી તેઓનુ લોહી પી કેવા કુક્રર જેવા બનીઆછે! હવે તે લોહી પાછું ઓકતાં કેવી ચીસો પાડવા માડવી પડશે!

**બીજો ચોર**—ખુશહાલ થાવો, એક માલે મુસતાક, ગજવે ગબર, જરે જબર બીલલુ હમણાં હઇઆ આવી પોંહોંચશે. જો ખુબ સંભાલથી કામ કરજો; તેનાં માથાનાં બાલબી કાતરી લેવા ચુકતા નાં.

**શાહીમાન**—(મનમાં) એ ભુખાં વરૂઓ મારા દીલદારનો જાન લેવાબી ચુકશે નહી. બેહેતર તો એછેકે એ લોકો સાથ હું ભેલાઈ જાંઉં અને આગલ રહી મારા જાનની પાસબાની કરૂ-(આગલ જઇ)એ રોડો, સાહેબો, મેહેરબાનો, તઈઆર થાવો એક બીસાંથી ભરેલો મગજે મરેલો, શરાબમાં બળેલો ખુબસુરતીમાં ઘડેલો જવાન ગબરૂ હઇઆં આવી લાગેછે.

(મરઝવાન દાખલ થાયછે.) (ખંડારી તથા કાફર આવેછે.)

**એક ચોર**—નામદાર શેઠ ખાનેઆબાદ. (નમેછે.)

(મરઝવાન ચોરા શીકા ફેંકેછે.)

**ખંડારી** (મનમાં) હા! કરો એવણુને બીસાથી બરબાદ.

**કાફર**—(ધભો મારી) ચપ મુગો ગરી રેહે. જોયાકર કેવો રકાસ થાયછે.

**બીજો ચોર**—(મનમાં) વાઉવા! આવતાનાં વારમાં શીકાનો વરસાદ—આએ ખુરસી ઉપર બીરાજીએ સાહેબ—(મરઝવાન પઇસા ફેંકેછે બેસેછે.)

**કાફર**—બચા ખંડારી આગલ આવરે હીયાં તો પઇસા લુટાએછે.

**મરઝવાન**—તમો બધાં સારાં માણસો છેવો; લેવો લેવો તમારૂં ઇનામ—(પઇસા ફેંકેછે-બધા લુટા લુટ કરેછે. ખંડારી વચે પડેછે. બધાના ધભા લાત ખાયછે.)

**શાહીમાન**—(મનમાં) તોબાહ આજે મરઝવાન પુરોજ દીવાનો થયો કેમ?

**મરઝવાન**—તમારી પાસ શું શું તઈઆર છે!

**ખંડારી**—હમારી પાસ શરાબછે તે સાથ ગરમા ગરમ કુતરાનાં કબાબ ને ઉની ઉની ભાંગછે; સાથ ફરએ બીલાડીની ટાંગછે. ગાંજોછે, તે સાથ અફીમનાં ખાજાંછે.

**કાફર**—જો આપે ખવીસને તો કંઈ બોલતાંજ નથી આવડતું.

**મરઝવાન**—શરાબ! લાવ લાવ શરાબ લાવ! હજારો ડાલર ફેંકી દઈ મારે સારૂ શરબતી શરાબ લાવ.

**એક ચોર**—લાયો સાહેબ, કરો શરાબ પુરા નોરા, એવો બુરા લખમાં હોરા, પછી પાસેથી જે જાય તેની હાય આફસોસ.

(મરઝવાન પઇસા ફેંકેછે, બધા લુટેછે)

**કાફર**—અરેરે આપો આપ ડાલરો મલી જાયછે. ખંડારી મોહોડું ઝાલી ઉભો રેહે અને મહોડામાં આવે તે ગલી જા. જોયા શું કરેછે?

(શરાબ લાવી આપેછે. ચોરો ગાયછે. મરઝવાન પીએછે.)

**એક ચોર**—શેઠ તમારા જેવી સખાવત મેં સારી દુન્યામાં નથી જોઈ. આહા! શું ઝલેહદાર આપે વીટીછે.

**મરઝવાન**—એક શરાબની જામ લાવ! તેની આગલ આપે વીટી શું બીસાદમાં.

(વીટી આપી દેછે, શરાબ પીએછે)

**ખંડારી**—કાફર મારા હાથમા કંઈ નહી આવતું તેથી પેટમાં આડાં ને ઉભાં આવેછે. બચ્ચા કંઈ તાલ લગાવની તુંબી.

**કાફર**—તું શું તારે હજામત કરેછે!

**બીજો ચોર**—સાહેબ આપે સોનેરી સાંકળી કંઇ ઓર બનાવટનીછે. જરા જોવા દેશો?

**મરઝવાન**—એવીતો હજારો મારા ઘરમાં પગે પગ રખડછે. લેવો જોઈ લેવો પસંદ પડતો પાસે રાખો. (આપેછે ચોરો જુતાજુતી કરેછે ખંડારી વચે પડછે મારખાયછે)

**શાહીમાન**—(મનમાં) તોબાહ આવીરીતે તો એનાં આંગ ઉપરનો પોશાકબી નહી રેહેવા દેશે.

**ખંડારી**—મારા હથમાં કંઈજ આવતું નથી.

**કાફર**—ભોગ તારા બાપના.

**ખંડારી**—હું એક તાલ લગાવી એનો જરરીન પએજામોજ ઉતરાવી લેઊં ——સાહેબ આએ તમારો પગ શું મજેનો છે! કેવો શીપોછે. કેવો રોનકદાર છે! વાઉવા! એવો પગ જો મારો હોય તે ઉપર એવો કસબ હોયં તો શું શોભે. સાહેબ જરા આએ આપશો.

**મરઝવાન**—મોઠી પુશીથી—— (ખંડારીને લાત મારેછે ખંડારી બુમ મારતો નાશેછે)

**કાફુર**—(ધમ્ભામારી) મુઓ તું. તારાં નસીબમાં ધભા ને લાતજછે. તું શું કામનો! જાજા મોચીને બારણે જઈ મર કે તારૂં ચામડું જરા જોરા બનાવવા કામ આવે.

(ચોરો મરઝવાનને શરાબ આપેછે.)

**મરઝવાન**—એથીબી ઊંચો શરાબ હોય તો લાવો; લાવો મારી પાસ; બીજો હાલ જેટલો જર છે તેટલો બપશી દેઊં. શરાબ, ગુલાબી શરાબ, શરબતી શરાબ, (શરાબ પીએછે) (બીજા ચોરો ઝાડા લેવામાંડેછે)

**એકચોર**—(બીજાને) એમ કાહાં સુધી તલપીઆ કરશું. પેલું કાતેલ જેહર છે તે લઈ આવ શરાબમાં એને પોંહોંતો કરી નાખીએ.

**શાહીમાન**—(સાંભળી મનમાં) આ બાદા કહી રીતે હવે બચાવરા.

**એક ચોર**—જા, મોહોડું શું જોયા કરેછે. એવા એવા હજારોને બીછાવી કાહાના કાહાં દાટી નાખીઆછે તારે અજબ થઇ શાનો જોયછે.

**બીજો ચોર**—અરે પણ બીચારો બાબા ભરી ભરી ફેંકેછે તારે એમ કરવાની શું ગરજ?

**શાહીમાન**—સાહેબ એ તમારી ઘણી સરસ સલાહછે. હું સેતાબ તે ઝેહરની સીસી હઈયાં લઈઆવી શરાબમાં નાખી એના ગલામાં હોંમાવી દેઊંછું, બે ફીકર રેહેવો.

**એક ચોર**—હા! જલદી જા. અને એ તુરત કામ બજાવ. જા. તું ચબરાક લાગેછે તુંજ હમોને નીહાલ કરશે.

**શાહીમાન**—(મનમાં) જરા સબરકર, હમણા નીહાલજ કરી નાખુંછુ. (જાએછે.)

**મરઝવાન**—આહા! અજનાં જેવી પુશહાલી! શરાબી જામોનો દોર! કેવો લેહેઝત ભરો શરાબછે! (પઈસા ફેંકી) લેવો લેવો આજનાં જેવી

મજાહ નહી જોયું (કેટલાક પઈસા લુટવા પડેછે. કેટલાક મરઝવાન ઉપર તુટી પડી તેના ઝાડા લેછે. તેનો પોશાક ઉતારી લેછે મરઝવાન બુમ મારેછે તેવામાં શીપાઇઓ સાથ શોહીમાન દાખલ થાયછે.)

**શોહીમાન**—શીપાઇઓ પકડો, પકડો આ નાપેકારોને. આવું આલીશાન મકાન રાખી બેહેતાન કરતાં નબેહેતર કામો કરેછે.

(શીપાઇઓ બધાને પકડી લેછે અને બાંધેછે.)

**મરઝવાન**—(ધભરાયલો ઉઠી) અરે મરતો મરતો બચી ગયોછુ. ઓ મને કોણે બચાવીઓ! ઓહો!

**શોહીમાન**—મેં, મેં, તારા દર કદમની તપાસ રાખનાર નફરે. એ માયાલું મરઝવાન તુને લાજમ નહી હતું કે ખુશહાલીની ખુમારમાં એકદમ લપટાઈ આવા મકાનમાં આવી તારો હાવો ફેસતો બનાવે. તારો જાન હમણાં નીકલી જતો હતો. હઈયાં જો આ શરાબમાં જેહેર નાખવાનીજ ખોટી હતી.

**મરઝવાન**—(શોહીમાનને વળગી પડી) એ આફાસી ફીરેસતા તું મારી પાછલ! મારા જીવની ફરસબંદી બનાવી તે ઉપર તુને ચલાઊં તોબી તે થોડુંછે.

**શોહીમાન**—ફરસબંદી એક કોરે રહી; પણ જો તારા ચાલેલાં કદમો ઉપર તું મને બાઓશીથી ચાલવા દેતો હું જીવતાં જીવત બેહેસ્તમાં ગીએલો સમજસ.

**મરઝવાન**—આએ નાપાક ચોરો! આવી જગા ઉપર આવાં કાંમ! શીપાઇઓ મજબુત પકડો. જાવો કોઇ મારી શાહજાદી બદુર અને તેનાં પદરને બોલાવી લાવો કે એ નાપાકજાદાઓનાં સર મારે હાથે ઉરાડી દેઉ. નહી નહી એ લોકોને શાહની નજદીક લઈ જાવો.

**શોહીમાન**—નામદાર શાહ તથા બદુર શાહજાદીને મેં જાણ કીધીછે તે રસાલા સહીત હીયાંજ આવવાની તૈયારીમાં હશે.

**ખંડારી**—બા હું ચોર નથી, મારો વાંક નથી, મેં તો સામખી તારી લાત જમીછે. બધા ચોરો તો આએછે. મને તો થોરીજ લુછાઇ આવડેછે. ધણી તો આએ લોકો જાંણેછે. મને માફ કરજો. બચા કાફર હવે વચ્ચે આવની! હવે કાહાં મુઓ.

**કાફુર**—શું તારૂં કપાળ આણે હું પોતે મરી ગીઓછુ તેમાં તુંને કાહાં આગમાં નાખું.

(બદુર તથા શાહ દાખલ થાયછે.)

**બદુર**—ઓ મારી ખુશબખ્તીનાં ઓરશીદ! મારા વાહલા ભાઈ. કેહે કોણે તારી ઉપર આફત પાડી. કેહે કોણે તારા આવા હાલ કીધા.

**મરઝવાન**—એ બેહન મેહેરબાન. આએ સામે ઉભોછે તે કોઈ અજબ આદમછે. મારી પાછલ ફીરેસતાની માફક રહી શેકડો મરતબે મારો જાન બચાવીઓછે. આએ મકાનમાં તારો હીરો મેલવીઆથી ઓ-શીમાં આવી હું મજાહને સારૂ આવી લાગો અને અંતે એ દોજખ-ખાનું માલુમ પડીઉં. શાહા આએ લોકો કરપીણ છે. મારો જાન અંતની ઘડીએ બચીઓછે. મને શરાબમાં જેહેર પાઈ મારી નાખવાની વેતરણ કીધી હતી. બેહેન બદુર લે તારો હીરો; તેની સાચવણી તારા વગર કોઈ બરોબર કરનાર નથી.

**બેદુર**—ઓ સાહેબે કદરદાન આએ તારૂં કેટલું મોટું હેશાન. ભાઈ મરઝવાન આજે કેવી મોટી ખુશહાલી. મારી જીંદગીમા એથી વધારે હું ખુશહાલ થનાર નથી. પેલા દેવના કહા મુજબ (હીરો ખુશહાલીમા ચુંમેછે. બેદુર જેવો હીરો ચુમેછે તેવોજ કમર જમીનમાંથી

નીકલી આવેછે.)

**બદુર**—કોણ! કમર! ખરો માહતાબ! (વલગી પડી) આટલી લાંબી લાંબી ઇનતેજારી પછી આએ મીલાપ કેવો, કેવાં, મીઠો લાગેછે! એ મારાં કરમાઈ ગયલાં ઝાડને પાછું તાજું કરી ખીલવનાર મારા મીઠા નીરમલ વરસાદ! હજારો હજાર શોકર તે ખાવીંદની ખુદાઈનાં! અંતે તુને મને બખશીઓ! હજારો હજાર હેસાન તારા છોડવનારનુ! લખો આસીરવાદ તારા બચાવનાર અને હઈયાં લાવનાર ઉપર!

**મરઝવાન**—(વલગી પડી) રફીક! સારી દુન્યાંની ગરૂરી! તું અંતે પાછો મલીઓ. ઓ બેમુલ-નેકબખ્ત-વગર ડાઘનો-વગર મતલ-બનો-તું તું-ને તુંજ ખરો આરાનાવ.

**કમર**—એ દોસ્ત સારી જીહાનમાં એક તુંજ પાસ હાલ માફી ચાહુંછુ. એક મરતબે આવા ચુસ્ત દીલનો હું તારો રફીક પેલાં શેહેતાન વજીરનાં ચાપલોસી ભરા બોલોથી લોભાઈ તારી ઉપર શકનો વીચાર લઈ જનાર હું હતો. તુંને એકલો પાછલ છોડી જનાર હું હતો પણ પસેમાનીમાં દાહડા ગુજારી નીરમળ મારી બગલમા તું બખ્તાવરને પાછો પકડુંછુ (વલગી પડુછે) અરે કાહાંછે પેલો બુરો વજીર, તેનો તોટો પીસવા હું તલપી ઉભોછુ? પેલાં પંજેરાં પાછલ હું રાત દાહડો લાગો મગર તેનાં મોહોડામાં હીરો નહી હતો. જારે તે પંજેરૂ મારા હાથમાં આવું તારે એક કાચનો કટકો માલુમ પડીઓ; એ બધાં આપણને ઠગવાનાં તે બુરાનાં તરકટ હતાં.

**મરઝવાન**—પાપી તે બુરો આબેરસ તેની સજાએ પોહોંતોછે. આવા બે વફાદાર રફીકોને દુન્યામાં છુટું પાડનાર કોઈ હતું નહી. છે નહી અને થશે નહી.

**કમર**—(બદુરને) એ ફલકનાં રૂપેરી શીતારા આએ ખરા હીરા સમાન રફીકથીજ હું સલામત રહીઓછું. એનાં હેસાનની રેળમાં આપણ ઘસડાઈ જઈએ છીયે.

**મરઝવાન**—અરે પણ કોણને પુરી ખબરછે કે તે રેળ ઉભી કરનારો તેમાં આપણને તરતા રાખનારો, ખરો નર આ જવાન કોઇ બેગાનો પણ મેહેરબાન જંગીછે-આએ ગબરૂ જવાનછે-આએ તે છુપું પણ બોરાબોદાર તે ફુલછે-બોદાઇ ચમન છોડી માંરાં બખતને બોરાબોથી તર કરવા મારી પાછલ લાગુંછે. નજદીક સાત મરતબે મારો જાન બચાવનાર કોઇ એ ગેબી ફીરેસતો છે; મારો જાન પોતાના જાનને જોખમે ટકાવનાર એ કોઈ છુપો બોદાછે.

**બદુર**—ખરેજ અજબ જેવુંછે; બોલ બોલ એ મુગાં બુલબુલ, તું કીઆ બાગ આરાકારમાંથી છુપું ઉડી આયુંછે? કોણની તારીફનાં દરખત ઉપર બેસવાની તારી મરજી છે.?

**શાહીમાન**—(મનમાં) તારા કાકાની છોકરી હું-વગર દરકારે નાખી મુકેલી શાહાજાદી ગોહેર હું-તારા તેજનાં ઝમકમા તું મને કાહાંથી પીછાણે:—

**બદુર**—બોલ બોલ બેદેહેસ્ત બોલ; બખશેરા તારી બેમીસાલછે.

**શોહીમાન**—મોહોબતનાં ચમનનું જાણીતુ બુલબુલ છુ. મરઝવાનની માયાના ગુલનું ઈનતેજાર છેઉં.

**મરઝવાન**—એ મારા તારનાર, મારી મોહોબત માયા હું એક દોસ્તને આપી ચુકો. હવે તે બીજાને નહી અપાએ. તું મોહબત બખશાવા લાયક આદમ નથી. તુને તો દરજ્જો અને હોરમતનું તખત એનાંએત કરવું જોઇએ.

**શોહીમાન**—દોસ્ત તરીકે તારી મોહોબત નથી માગતો; પણ ઓરત તરીકે! (પોતાનો પોશાક કાહાડી નાખી) જુઓ, જુઓ, આલમનાં લોક જુઓ. આજસુધી હું શોહીમાન ખોટો નર, પણ આજે પાછી કમનસીબ શાહાજાદી ગોહેર-મરઝવાન! ઈઆદ કરકે તારી મોહોબતમાં દીવાની થઈ રાત દાહાડો તારી પાછલ હું ફરતી હતી, પણ હું ખરી નાચારને તું કસી દાદ દેતો નહી હતો.-આજસુધી ઓરત જાતનો તું ધીકારનાર હતો, પણ આએ તારી તમામ સેવા જાતે ઓરત પણ મરદના પોશાકમાં મેં બજાવી છે. હજુરથી તું શું કેહેવા માગેછે?

**મરઝવાન**—ઓ ઓરત! ખરી પાક જાત! ખુદાઈ પેદાયસની, આકાસી જનમની હું બા પોકાર સાથ કબુલ કરેછું કે ઓરત જાત તમામ આલમમાં પેહેલી અને ચહડતીજ છે. હું કબુલ કરેછું કે મરદો તેઓ હજુર શરમીંદા છે. આજથી, આજથી, તું મારી સરદાર, માલીક, મારા જીવની દીલદાર.

**બદુર**—એ ચબરાક બેહન મોટી શરમીંદગી તો મને છે કે મારા તોર અને દમામની ખુમારમાં તારી દાદ મેં નહી લીધી. તું મારા બેહસ્તનશીન કાકાની બેટી, મગર તુને હું કસા હીસાબમાં ગણતી નહી હતી. આજથી તું મારી સરદાર બેહન, આજથી મારી તું જનમની સાથી. (વળગી પડેછે.)

**કમર**—હું તો અજાએબીમાં ગરકજ થઈ ગીઓ છું! ચીનદેશની ઓલાદ ખરીજ આકાશી છે! હીઆંની ઓરતોમાં આવી

ખુબી! મરઝવાન દુન્યામાં બે નાદર ગોહેરો હતાં તે અંતે આપણ બંનેને મલીઆં. દુન્યામાં હવે આપણથી કોણ વધુ સુખી! હા!
(દલગીર થઈ જાયછે.)

**બદુર**—કમર, મારા માહતાબ એકાએક કેમ દલગીર થઈ ગીઓ? બોલ સેતાબ.

**કમર**—શું કેઊં. મારી માયાના બધા ફુવારા ભરાઇ ચુકા પણ મારા પદરની મોહોબતનો બાકીનો ફુઆરો હતો તે એકાએક હમણા ભરાવા માડીઓછે. અરે મારો બોઝર્ગ બાપ કેવો મારા વગર તવળતો હોશે! દોસ્ત મરઝવાન હવે જાંહાંસુધી ખાલીદાન તરફ તું કુચ નહી કરશે તાંહાં તુલક મારી બેકરારી નાબુદ થનાર નથી.

**બદુર**—એ દીલદાર જાની આટલી મંજલ માપવાની શું જરૂર છે? સબુર એક લેહેજામાં તારા નામદાર પદરને બોલાઊંછું.

(હીરો ચુમેછે તેવાંજ પરીઆં તખ્તપર લાવેછે-શાહજમાનને જોઇ.)

**કમર**—પેદર! મારો પેદર!! નામદાર શાહ!!! (વળગી પડેછે.) એ શાહ સરફરાજ હજારો હાંદેસા ભોગવી સંકટનો દરીઆવ બેડી અંતે તે સાહેબની બખ્શીશથી આએ પેલું ખાબનું બેમુલ રતન મેલવી બેડાછુ. જો જો હેવાં હોશનપર કોણ જીવ ફીદા નહી કરે.

**શાહજમાન**—મારી આખી જીંદગીમાં તખ્તપર બેડો હતો તારેબી એટલી ખુશહાલી નહી લાગી હતી. ખોદાવંદની ખરીજ મેહેર ઉતરી.
(બંને જોશંને વળગી પડેછે.)

**બેદુરનો બાપ**—મારા ભારે દરજ્જા છતાં આજનાં જેવી મુબારક બાદી બીજી કોઇબી હવે નહી મેલવસ.
(બંને જોરાને વળગી પડેછે.)

**ભંડારી**—અરે બાપુ કોઈ હીઆં નજર કરો. તમારી કોઠીતો નથી જોઈતી પણ જરા આંખતો ફેરવો.

**શાહજમાન**—એ કોણછે?

**કમર**—ભાઈ મરઝવાન આએ લોકો કોણ?

**મરઝવાન**—ઓ ખોદાએ બુરી બખ્તીનાઓથી પનાહ રાખે. એ લોકો ચોરછે, ઠગારા છે, ફાંસીઆ છે.

**ખંડારી**—અરે બા હું ચોર નથી. મને છોડો, હું કોણછું તે કહી દેઊં.

**કમર**—નહી, નહી, એ બધાને બાંધી મારો.

**ખંડારી**—મરી ગીઓ! અરે શેઠ કમર આજે ખુશીમાં આયો તે તારા અસલી નોકરને ભુલી ગીઓ કે? વાઉવા ઘણું સારૂં!

**કાફૂર**—મેહેરબાન શેઠ મરઝવાન, માલે મુસતાક થયા તેથી બીચારો કાફર ખાનખાતો ઉભોછે.

**કમર**—કોણ ખંડારી! તું હઈઆં કાંહાંથી આયો.

**મરઝવાન**—કાફર! તારૂં ખાનુખરાબ થાય તુંબી ચોર!

**ખંડારી**—અરે સામબા રાતદાહડો રખડતા રઝળતા તમારા બંનેની શોધમાં આયા ને ચોરમાં ખપાવોછો. તમારી ખોળમાં આએ પંચીઓમાં ફસી પડીઆ. તેમાં હમારો શું વાંક?-શેઠ કમર-મારા લાડકા શાહાજાદા, બચપણથી તુને ધભા મારવાનો શોખ હતો તેથી તારા હાથ ચવરતા હોશે એવું ધારી હું હઈયાં આયો. (માથુ આપી) લે, લે, એક બે મારી લે, પણ ખોદાખાતર છોડ.

**મરઝવાન**—આએ બે ચાકરોને છોડો. બાકીનાઓને બાંધી મારો, અને જેબી ચોરીનો માલ એ લોક પાસ હોય તે ગરીબોમાં બખશેસ કરો. (શીપાઇઓ ધકા મારતા લઇ જાયછે.)

**ખંડારી**—તારા બાપનાં દીકરા સલામત રેહે——બચ્યા કાફૂર હવે તારા કાફર કારેસતાન માફક કદીબી નહી ચાલું. નાપાક તારી સોબતમાં જારે તારે મારૂ અરધુ મહોડું કાળુ થાયછે. અરે પણ બંને શેઠો તો પરણી ગીઆ ને આપણેતો હાથ ચોળતાજ રહી ગીઆ. ચાલની ખુશે ખંટોલથી બે લફરાં આપણેબી શોધી કાહાડીએ!

**કમર**—ચાલ ખંડારી મુગો રહીજા નહીતો કંઈ ખાસે.

**ખંડારી**—સાહેબ મુગોજ છે!

**કમર-અલ-જમાન**—એ મેહેરબાન, જાહોજલાલ, આલમમાં સરફરાજ પદરો અને હમારા નામદાર શાહો-એ વાહાલી દીલદાર ને નેક મનેસ ગોહેર, તથા તું મારા મરઝવાન! સાહેબની ખરી શેતાએરા સાથ, તે ખાવીંદની ખરી બખશેસ સાથ, આપણી આએ જનમસુધી ઈઆદ

રહી જનાર રમતનો ખુશહાલ અંત લાવીએ. જે શેતાએસ હું બજા લાઊંછુ તેમાં તમારા તન મન એકસરખાં કરી સાથે મેળવી નાખી ખાલેસ દીલથી ચાહો મુરાદ મીઠી.

એ ખલકે ખુદનમુનનાં ખાલેસ દસ્તગીર,
એ વીરવંત વીરોનાં એકલાજ રે માહ વીર.
ઓદાઈ તે બેહસ્તનો ખરો તુંજ ચીતાર,
દાદ યા ફરીઆદનો તુજ ખરો આધાર.
જોર દસ્ત હમારા ભારી તુજ બખ્ખશીરામાં
રગેરગ ખાલેસ, દોડાવ તારી ખુદનુમા.
જાવેદાન રમાડ પાકીજે તારાં રાજમાં,
વેહેવાર તારો પાડ આ માણસાઇ સાજમાં.
દાવર તું દસ્તગીર, છોડ આકાશી તે નીર,
નવ ધારે જે ભીગાવે પાપી હમારાં શરીર.
ચાતુર ચશમો તારી બમે મનમાં જરૂર,
રતનો તારાં દીપાવે, ફલકપરની હુર.
પીંરોજગરી તારી હમપર છે પરતાપ,
આ જીહાનનો વીસરાવે ખરો સંતાપ.
રામશાનીમાં રમાડ ખાલેસ હમારા જાન,
જાબજા ફેલાવ હમારી નેકીનું માહ દાન.
ન જીવ હમ તુ સનમ ઉભાંછે શરમીંદ,
બે વારેસ હમનો વારેસ તુંજ પુરવીણ.
ભાયગ હમારા કે મેલવવા તારી મેહેર,
ઇનતેજાર ફરીએ હમો શેહેર બ શેહેર.
બે માલુમ હમારી નોધાઇ ખરી મોહોબત,
જરૂર પામ્યે રાહાત જો મળે તારી શોબત.
બેશક બેગુનાહ હમો, બે નીરદોશ આ નાર,
નવાંજરે નણોથી તારાં, હમખરાં દીલદાર.

(પરદો પડેછે.)



## "કમર-અલ-જમાન અને બદુરા."

પરી કમર-અલ-જમાનની ખુબસુરતીની તારીફમાં ગાએછે.
કમર-અલ-જમાન સુતેલોછે.

### ઝીલો.

"કયા જર લાએ હો મયે વારી, મયે પંજાબન મોરી તુ નકો જા." એ રાહ.

સુરત મીઠી મુરત પ્યારી-ચંદ્રબદન અજબ હુસન ચમકતું.
ગાલ ગુલાબી-મુખડા માહાતાબી,
ગોહર જોબનનું નુરી,-ચમકતું. સુરત મીઠી૦

નરગેસી નયેના-દાંત નગીના,
લબતો લાલ યમની,-ચમકતું. સુરત મીઠી૦

ભવાં કમાંદાર-ઝુલફાં પેચદાર,
સીનું નાઝુક આ જરી,-ચમકતું. સુરત મીઠી૦

એફાંમ દુનીઆં-હેરાંન પરીઆં,
અજબ હુરો હુસન જોઇ,-ચમકતું. સુરત મીઠી૦

લપટ શીરી-એ દીલ લીધું ચોરી,
દીલકું લુટે નુરી મોતી,-ચમકતું. સુરત મીઠી૦

---

પરીએ કમર-અલ-જમાનની ખુબસુરતીની તારીફમાં
ગાએલું બીજું ગાયન.

### ગઝલ.

"લાલેરૂખા સમનબરા, સરવે રવાંને ફીસતી." એ રાહ પર.

લાલ રૂખસાર રંગીન લબ-મસ્ત છે આંખ અજબ ઝલક,
મુખ પર ખીલે ગુલે ગુલાબ-છે બુલંદ પેશાનીની ચમક.

મસ્ત આ બાજુ સખ્ત દસ્ત-થી શેર પલંગ ખાએ શીકસ્ત,
રોસન દીસેછે એનું બખ્ત-દીપેછે આથી ફુલ ફલક.

હુસનના બાગનુ આ ગુલ-છે બેફામ ખાબમા મશગુલ,
બાલ સીઆહ જેવાં સુંબુલ-નાઝ નખરાંથી ખાએ લટક.

કેમ ફીદા ન થાએ ખલક-ફલક ધ્રુજે આ જોઇ ઝલક,
કેવી ઉડે શીરીન મહક-હા આદમ અજબ તારી ઝમક.

---

કુદરતના ખુશનુમા દીલબંદ દેખાવ વીશે, કમર-અલ-જમાન
પાહાડની ઉપર ગાએછે.

## હોરી-જોગીઆની.

"બાંકે મીરઝાંને ધુમ મચાઇ-ઢાલ તલવારોંસે ખેલુંગી હોરી." એ રાહ૦

નકશ કુદરતનો ખીલયો રંગદાર,
ગુલ લાલાએ આપ્યોછે સનગાર.
ફુલની ડાલીપર બુલબુલ બોલે,
બોલે ચંડુલ મોર મયેના;
મોગરાની આવેછે લપટ અતરદાર,
નરગીસ-આહા નરગીસનો રંગી છે ગુલઝાર.
ગુલ લાલાએ આપ્યોછે સનગાર.
ન કુદરતનો ખીલ્યો રંગદાર.

---

કમર-અલ-જમાન જમાનાની બેવફાઇ વીશે બંદીખાનામા (?) ગાએછે.

## ગઝલ.

"કીસી મસ્તકે આનેકી આરઝુ હયે." એ રાહ પર.

પડી સખ્ત ઝંજીર ગલાંમા સીતમની,
૨ સાકીએ બખ્તના આપી જામ જમની. પડી સખ્ત૦

જમાનો ઝુલમગાર જફા રાખે જારી,
કહું કોણને કાંહાંની હું મારા ઝુલમની. પડી સખ્ત૦

કરમાયું આશાનું મારૂં અવે ગુલ,
ખુશીનો ગયો દીન, આવી રાત ગમની. પડી સખ્ત૦

જુદાઈમાં માશુકની દરદી આ દીલ છે,
કરો કોઈ તદબીર જીગરના જખમની. પડી સખ્ત૦
ગઝબ ગુજરે ભારી કમબખ્ત કમર પર,
બસ ઉમેદ કરીમની છે બખશેશ કરમની. પડી સખ્ત૦

---

બદુરા કમર-અલ-ઝમાનની જુદાઈના ગમમા ગાએછે.

**ઠુમરી—પરજની.**

"નદીઆલો હમારે સંગ ચલો," એ રાહ પર.
ઈશક તારા દરદની હું દરદીરે. ઈશક તારા૦

મુઝ દરદીની કરો કોઈ તદબીર.
જાએ તલપી જીવડો જલદીરે. ઇશક તારા૦

રાત દીવસ હું પોકારૂં પીતમને,
તખ્તી બખ્તની થાઈ ઉલટીરે. ઈશક તારા૦

---

કમર-અલ-જમાન અને બદુરાના લગનનું ગાએણ રામરાગરો ગઓછે.

**સોરઠ.**

"મારા મીઠડા મોહન લાલ, મારા છગન મગન હો." એ રાહ પર.

બની શાદી મુબારક જાની મગન મગન હો,
માશુક મનમોહન મલી દીલબર દીલદારથી,
ચમકાવે ખુશીથી તારા ગગન ગગન હો. બની૦

તાજરે ખુશબખ્તીનુ રહે તારા સર ઉપર,
છે શાદી ખુશાલીના સારા સગન સગન હો. બની૦

કમર-અલ-જમાન ખુબીવંત શાહાજાદી બદુરા
ને થાજો મુબારક આ સદા લગન લગન હો. બની૦

---

.ર-અલ-જમાન અને બદુરા, પોતાના મીલાપનુ ગાયન ગાએછે.

જીલો.

નકો ઝાઉ તુ માગારી, ઝરા થાંમ થામ થામ." એ રાહ પર.

પીઇ મોબતની તું જાની, મીઠી જામ જામ જામ.

મેહેરથી માલેકની, મુરાદો બર આવી,
રહીએ ગાતાં કીરતી તેની સુબોહ શામ શામ શામ૦

લડઓ દલેરીથી, બખ્તની સાથે,
ઝરરીન તખ્તી પર કોતરાવીએ, અને નામ નામ નામ૦

માંગીએ મેહેર તારી, સાહેબ કદરદાન,
નમીએ મજલસને આ તમામ કરી કામ કામ કામ૦

(ઉપલું ગાએણ નાટકની આખેરીએ છે.)

---

કમર-અલ-જમાનની જુદાઇમે બદુરા ગાએછે.

ઠુમરી—સીંધ ભયેરવી.

"છડીઆં ન મારોરે, બે દરદી બાલમા." એ રાહ પર.

જીવડા ફસાવ્યોરે, મોબતી જાલમા. જીવડા.
પ્રેમની કટારી મારી, કીધી તે ઘાએલરે,
તીર આંખોનો કારી, લગાવ્યોરે. મોબતી જાલમા૦

---

કમર-અલ-જમાનની જુદાઇમા બદુરા ગાએછે.

ઠુમરી—ભયેરવી.

"એજી તુમસે કોન બહાને બોલું." એ રાહ પર.

દીલમા આગ સલગીછે, બુજાવો કોઇ,
બુજાવો કોઇરે બુજાવો કોઇ. દીલમા આગ૦

જાની વગર હું તલપી રહીછું-હર પલ બળી રહી.
બુજાવો કોઇ. દીલમા આગ૦

---

## હોરી—(દીપચંદી)

"સૈઆને મોકો ગરવા લગા દીનીરે." એ રાહ પર.

જોબન કુંમલાએ ગુલાબી મારૂં,
હરબાર રડું અફસોસ કરી. જોબન કુમલાએ૦

છુપો કાંહાંરે જાંની તું, સંગદીલ સીતમગર,
જીગર બેકરારને જલાવી મારૂં. હરબાર રડું૦

ગયું ઉડી બુલબુલ, ચમનથી મોબતના,
કોમલ ગુલ ગુલાબનુ લુટાવી મારૂં. હરબાર રડું૦

જીવડા ગુમાવીને, બદુરા થાઈ દીવાનીરે,
ઝડપ જલે દીલડું શીતાબી મારૂં. હરબાર રડું૦

(ઉપલું ગાએણુ બદુરા કમર-અલ-જમાનની જુદાઈમા ગાએછે.)

---

બદુરા દીલદારની જુદાઈમા ગાએછે.

### ગઝલ—ઠેકા.

"ગઈ એક બ એક જો હવા પલટ-નતો દીલકો અપને
કરાર હયે." એ રાહપર.

ગઈ રે હરએકતો ઘડીને પલ, નહીં મલતો મુઝ દીલદાર રે,
દીલ દરદમંદછે દરદ ગમથી, દમબદમ બેકરાર રે.

રહયું ખીલીછે રંગીન ગુલ, ગયું નીકલી કાંહાં દીલબંદ બુલબુ
ગયું ભુલી કેમ તે કરારો કોલ, તેને ગુલની નહી દરકાર રે.

લેંહેરીઓ ફુકતી ખુરાબોદાર, પેગામ લઈ તમો પાંખ પર,
જઇ જાનીને રે કરો ખબર, રડે બદુરા જાર જાર રે.

ઉડી રૂખ બદુરાના ખુબ સુરખની દુખથી સુરખે છે ફીકાં રૂખ,
કરી સુખ હરામ અવે મુજના મુખથી ગાવસ ફાગ દીલ ફીગાર રે.

જલે ઇરીકથી આ બદન સદા, જાન તનથી મારા થયો જુદા,
મારો લાવ અંત અવે ખુદા, છું જીંદગીથી બેઝાર રે.

સીઆહ રાત થાઈ જુદાઇની, એખી એક કુદરત ખુદાઈની,
પડી છાયા મન પર સીઆહીની, નથી દુખની મારા સવાર રે.

